# THE

# GULISTAN

OF

# SHAIK SADI.

---

TRANSLATED INTO GUJARATI WITH COPIOUS
EXPLANATORY NOTES, &c.

BY

[illegible]
AUTHOR OF [illegible] AND [illegible],
AND [illegible] AND [illegible], &c.

PART I.

Bombay.
PRINTED BY MUNCHERJEE HOSUNGJEE JAGOOS AT
THE "VARTMAN PRESS," DHOBITALAO.

---

1874.

---

*PRICE EIGHT ANNAS.*

જે જે કાબેલ અને શ્રીમંત શાહુઓ તથા સરસતીના મુખ્ય

થંઓ, 'જાત કે પરજાતનું ભલુ કરવા, જે કાંઈ

તારીફ લાયક મનની તથા દોલતની મદદ કરી,

તેમની સંસારી તથા બીજી હાલતો શુધા

રવા, વિદ્યા તથા હુનરનો ફેલાવો

કરેછે તેઓના ઉપકારની ખરી

નિશાણ બતાવા ખાતર,

આ નાધલુ પુસ્તક

તેના બનાવનારે

મોટાં માન

સાથે

અર્પણ કર્યું છે.

# પ્રસ્તાવના.

—o—

## બનામે યજદે બખશંદએ દસ્તગીર (?)

વાંચ ઓ ભાઇ તું અક્કલની કેતાબ,
જેમાંછે સવાબ ને નીતીનો પરતાબ,
હોય જો તું દાનાવ તો શીખજે એલમ,
એલમ સિખવામાં નથી કશી સરમ,
તેને હાંસલ કરવા ખેંચજે ભારે રંજ,
પાંમશે જેથી તું મરતબો ને ગંજ,

સર્વ સક્તિમાન **સાહેબના** સોકરાના કરી તથા અશો પેગંબરના રૂહપર દુવા સલામ ચાહી, **ગુલસ્તાન** પોથીનો કાંઇક ટુક પ્રસ્તાવના લખવાને આગલ શરૂ કર્યું છે

જે વેળા **બેજન મનીજેહ** નામના રંગીલાં અને દિલકસ દાસ્તાનનો, શાહનામાંમાથી, બેહદ સંભાલ લેઇ, બેતમાં નોટના ખુલાસા સાથ તરજુમો કર્યો હતો, જેની છાપેલી નકલો દાનેશમંદ વાંચનારા શાહેબોની ખિદમતમાં ધરી હતી--તે વખતે તેનાપર શું ઇંગ્રેજી કે શું ગુજરાતી પતરવાલાઓએ પોતાનો ખાસ અભિપરાય આપ્યો હતો; જેમાં તરજુમાની જોડની, તથા બેતની સારી વખાણ કરી હતી તે વાંચી તથા બીજા કેટલાંક સમજુ ને અક્કલમંદ શાહેબોની ખાસ ફરમાસની ઉલટથી આ ગુલસ્તાન (ફુલવાડી) સરખી દાનાઇમાં પુર ને ગ્નાન ભરેલી પોથીનો ગુજરાતીમાં તરજુમો કરવાને ફુરસદનો કાંઇક વખત રોકીયોછે.

ગુલસ્તાન કેતાબનો સદાબરો સાંમટો તરજુમો છપાવવો ઘણોજ મોંગો થાય તથા હાલના સખ્ત વખતમાં મોંગી કિમ્મતે તે વિદ્યાર્થીઓને ખરીદવાને બની નહીં આવે તેવું જોઇ હાલ એક પેહેલા **બાબનો** તરજુમો નોટના ખુલાસા સાથ છપાવી જાહેર કર્યોછે તથા બીજુ એજે આખો તરજુમો છપાવતાં નજદીક બે વર્ષની મુદત ગુજરી જાય, તેટલા વખતમાં એ ફારસી ગુલસ્તાન વાંચનારાઓને ઢીલ નહીં પડે એવી નેમ રાખીનેબી આ એક છુટો ભાગ બાહેર પાડયોછે. ને તેની કિમ્મત ઘણીજ સસ્તી રાખીછે કે જેથી ખાસ વ આમને ખરીદવાને બની આવે.

જે આ તરજુમો કર્યોછે તે પૈસા હાંસલ કરવાની લાલચથી નહીં પણ કોઇબી રીતે ગ્યાનનો વધારો કરવા તથા આવાં પુસ્તકોની પડતી અડચણને દુર કરવા કર્યોછે તે ચોકશ જાણવું. આજનો વખત એવોછે કે ચોપડી છપાયછે, તેની છપાઇનો ખરચ ભાયગે પાછો મલેછે, ત્યારે તેમાંથી કમાવાની આશા કેમ રેહે તે વાંચનારે પોતે વિચારી લેવું. વલી બીજુ એકે હાલમાં લોકોમાંથી પુસ્તકો વાંચવાનો શોખ જીઆદા થવાને બદલે ઓર કમી થાયછે, જેથી દિલપર કસતી એંચો ગ્રંથો કાહાડનારાઓને તેઓની મેહનતનો બદલો કાંઈ મલતો નથી એ ખરેખર અફસોસ કરવા જોગછે.

એ તરજુમો કરતી વેળા "મેજર એંડરશન"ના ઇંગ્રેજી ગુલસ્તાનને મદદ તરીકે કામે લગાડયું હતું, તથા કેટલાક મુસકેલ ફકરાઓ તથા ચોકશ બાબદના ખુલાસાઓ મુનસી મિરજા ઇસ્માયલ દોરદથી જાણી પુરતી રીતે આ તરજુમાંમો મેલ્યાછે. એ તરજુમો કેવો ને કેવી રીતે થયો છે તેની પિછાન દરએક વાંચનારે પોતે કરી લેવી.

અગત કરી એ નાચલા પુસ્તકમાં સુતરૂ લખાણ તથા જોડણી હાલની સુધરેલી જોડણીની માફક લખવાને પુર સંભાલ તથા મેહનત લીધીછે, કે જેથી કાંઇ ઉલટું લખાવામાં આવે નહીં. ને અસલ વાકયોની મતલબ તથા અસલ લોગતનો મીનીંગ હેરફેર થાય નહીં.

આ દિબાચો સમાપ્ત કરતી વેળા એવી ઉમેદ રાખવામાં આવેછે કે મયાળુ ને વિદ્યાને ઉત્તેજન દેનાર નામદાર ડાએરેકટર આફ પબલીક ઇંસ્ટ્રકશન એ કેતાબને સરકારી નિશાળોમાં ફેલાવો કરવાને માન ભરેલો હુકમ કરશે, તેમજ કેટલીએક નકલો ખરીદવાને શદાનો રેહમ ભરેલો હાથ લાંબો કરશે—તેમજ વલી બીજી નિશાળના મુતવલીઓ પોતાની નિશાળમાં એ નાચલાં પણ ઘણાં અગતનાં પુસ્તકને દાખલ કરશે અને તેમ થયું તો પછી બીજા ભાગો ઉતાવલેથી બાહેર પડવાને બની આવશે. આશાછે કે ઉપર કરેલી અર્જને કદરદાંનો બાહાલ રાખશે.

કા૦ હી૦ કેઆશ.

# ગુલસ્તાન.

## બાબ પેહેલો.

### પાદશાહોની ખસલતમાં

### હેકાયત ૧ લી.

શેખશાદી પોતે કહેછે કે મેં * સાંભલ્યુંછે કે એક પાદશાહે એક કેદીને બેગુન્હા મારી નાખવાને ફરમાંવ્યુ. તે બિચારાએ નાઉમેદીની હાલતે પાદશાહને પોતાની ભાષામાં ગાળ દીધી અને ખરાબ બોલ્યો—કેમકે દાનાઓએ કેહેલુંછે કે જે કોઇ પોતાના જાનથી હાથ ધોય, તે પોતાના દિલમાં જે કાંઇ રાખતો હોય તે બોલે. તંગીને વખત જ્યારે નાશવાનું નહીં બને—ત્યારે હાથ તેજી તલવારની ધાર ધરેછે. (Arabick–"નિરાશ થયલું માણસ હિંમતથી બોલેછે, જેમકે બિલાડીને પરેશાન હાલતમાં હાંકી હોય તો તે કુતરાને પકડેછે.") પાદશાહે પુછયું કે એ શું કહેછે? એક ભલી ચાલનો વઝીર બોલ્યોકે અય શાહેબ તે આમ બોલેછે:—

(Arabick—જે કોઇ ખોદાનો કોપ મેલવેછે, તોબી તે તેનાપર મેહરબાન રેહછે, અને તે પોતાની ખલકતપર દયાળુછે.)

---

* **શેખશાદી મોશલેદ્દિન** પોતાને માટે કહેછે. એ પ્રખ્યાત કવિ તથા ગ્રંથ કર્ત્તા **શિરાઝ** શેહેરમાં હિજરી ૧૧૭૫ માં જન્મ્યો હતો. તેણે ચાળીસ વર્ષની મુદત તલગ દુન્યાદારી જોવામાટે મુશાફરી કરી હતી, તે સાથે એક નામીચા સુફી **એબદુલ કાદર ગિલેનીના** હાથ નીચે ધર્મની ને બીજી કેલવણી લીધી હતી, અને તેનીસાથે તે **મકકે** હજ કરવા ગયો હતો—ત્યારબાદ તે ફરી ફરી ચૌદવાર હજ કરવા ગયો હતો. તેને હિંદુસ્તાન તથા એશિયા માઇનોર તરફ મુશાફરી કરીહતી. તે એક વખતે **તરક** લોકોના હાથમાં બંદીવાન થયો હતો. તે

પાદશાહને તેનાપર રેહમ આવી, ને તેનું ખુન કરવાને માડી વાળ્યું. બીજો વજીર કે જે તેનો દુશમન હતો તે બોલ્યો કે, આપણ એક પદવીવાળાઓને લાયક નથી કે પાદશાહની હજુરમાં રાસ્તીના સખુન ઊપરાંત બીજુ કાંઇ બોલ્યે. એનેતો પાદશાહને ગાળ દીધી ને નાલાયક કહ્યું. પાદશાહ તેના સખુનથી ગુ

---

આઓ તેણે ત્રીપોલિનો કિલ્લો બાંધવા કામે લગાડયો હતો. જ્યાંથી તેણે એક વેપારીએ દંડ આપી છોડવ્યો ને પોતાની બેટી સાથ પરણાવ્યો, જેનાથી તે કંટાલી આમ બોલ્યોકે "મને એક પીડામાંથી છોડવ્યો ને બીજી પીડામાં નાખ્યો." શેખ શાદીએ પંદનામુ અથવા કરીમા–ગુલસ્તાન–બોસ્તાન–અને ઘણાએક ગઝલના પ્રણાજ નાંદર પુસ્તકો લખ્યાંછે. તે ૧૧૬ વર્ષની ઊમરે મરણ પાંમ્યો હતો. શેખશાદી વિષે શેમ્યુઅલ મેનડર પોતાની બાઓગરાફીમાં લખેંછે કેઃ–Saadi, Shiekh Moslih Eddin, one of the most celebrated poets of Persia, was born at Shiraz, in 1175, and died in the 116th year of his age. He studies at Baghdad, and pursued a religious course of life under the direction of the famous Sophe Abdal Kader Ghilani, whom he accompanied on a pilgrimage to Mecca. He afterwards made the same pilgrimage fourteen times. He fought against the infidels, and extended his wanderings into India and Asia Minor. Being, however, taken prisoner by the Turks, he was put to work on the fortification of Trippoli, but was redeemed by a merchant of Aleppo, who gave him his daughter in marriage a dowry. Towards the close of his life he built a hermitage near the walls of Shiraz, where he passed his time in exercises of piety : and his tomb, on the spot where he had lived ? was long visited by the admirers of his genius and devotion. The "Gulistan" is the most celebrated of Saadi's works. It is a collection of unconnected moral stories, historical and fictitious, with admixture of verse. It has been several times translated into English, German, French and Dutch. The Boostan is of a like character, but entirely in verse. His other works consist of meccelanious odes and essays.

રસે થઇ બોલ્યોકે તું સાચું બોલ્યોછે, તે કરતાં એનું ખોટું બોલેલું મને વધારે પસંદ આવ્યુંછે, કારણકે એનું કેહેવું અથવા એની ધારણા મસલતદારછે, અને તારી ધારણા કિનો મચાવાનીછે—કેમકે દાનાવોએ કેહેલુંછે કે સાચું કેહેવાથી કજીઓ ઊઠેકેરાએ તે કરતાં તદબિર સાથ જુઠું જોડાયલું ભલુંછે.

જે કોઇ પાદશાહને મસલત આપતો હોય, તેપર લેઆનત હોજોકે તે સાચાં વતરેગે બીજુ કાંઇ બોલે.

**ફરેદુન** * નાં મોહલના ઝરૂખાપર આ મુજબ લખેલું છેઃ—અય ભાઇ જહાંન કોઇની સાથ નથી રેહી, વાસ્તે પેદા કરનારપર તારૂં દિલ બાંધ (એટલે) બસ. દુન્યાના રાજ ને મદદપર ભરોસો નો કરતો, કેમકે (દુન્યાએ) તારા જેવા ઘણાને પાલ્યાચ, ને મારયાચ. જયારે પાક જાન જવાનો થાયછે, ત્યારે શું તખ્તપર કે શું ભોંયપર મરવું સરખુંછે.

———o———

## હેકાયત ૨ જી.

ખોરાસાન મુલકના પાદશાહો માહેના એકે ખોઆબમાં **સુલતાન મહમુદ સોબોકતેગીન** † ને તેના મરણપછી એક શો વર્ષે જોયો કે તેનું તમામ વજુદ ખવાઇ ગયલું તથા ખાક થયલું હતું, તોપણ તેની આંખો હજુ આંખના ગા

* 'ફરેદુન" આતબીનો છોકરો થાય, જે પા૦ **જમશેદની** ઓલાદનો હતો; જેને જોહાકે મારી નખાવ્યો હતો. ફરેદુનની માઇનું નામ **ફરાનક** હતું. ફરેદુનની બચપણમાં એક ગાયે પરવરી કરી હતી. તે જયારે ઊમરે પુગો ત્યારે તેને **કાવે લુવાર**—નામનો શખ્સ લશકર સાથ જાઇમલ્યો, જેણી મદદથી ફરેદુને જોહાકનાપર ફતેહ મેલવી, તેણે **દમાવંદ**ના પાહાડપર લેઇ જાઇ બાંધ્યો. શેહેરનવાજ ને **અરનવાજ** નામની જમશેદની બંને બેહેનોને જોહાકના હાથમાંથી છોરવી તેઓ સાથ નેકા કીધા. તેને ત્રણ છોકરા હતા. જેમાના બે **સલમ** ને **તુર** શેહેરનવાજથી, અને **એરચ** અરનવાજથી જન્મ્યા હતા. તેને રાજમાં મોટો સુધારો કરી, નેક રીત ચાલુ કરી હતી. તેને પાનસો વર્ષ સુધી રાજય ચલાવ્યું હતું, ત્યારબાદ મરણ પાંમ્યો હતો.

† "સુલતાન મહમુદ સોબોકતેગીન," સુલતાન મહમુદ ગઝનવીના બાપનું નામછે.

લામાં ફરતી હતી, ને (આસપાસ) નજર કરતી હતી. સઘલા દાનાવો તેનુ બયાન કરવાને અશક્ત થયા, મગર એક દુરવેસ (પાદશાહની અદબ બજા લાવી બો લ્યો કે) તે હજુ હયાં—ત્યાં જોયછે, કારણકે તેનો મુલક બીજાના હાથમાંછે.

ઘણાએક નામદારોને જમીનમાં દાટ્યાછે, તેઓની હસ્તીની (કાંઇપણ) નિશાણ જમીનપર રહી નથી. તે જઇફ લાશ * ને જમીનમાં દાટી તેની માટી એટલીતો ખવાઇ ગઇ કે તેનું એક હાડકુ પણ ન રેહ્યું. મુબા રક **નોશીરવાનનુ** † નામ જીવતુંછે, જોકે ઘણા (વર્ષ) થયા નોશીરવાન મર ણ પાંમેલોછે. ઓ માણસ એવી ખબર પંથરાય નહીં કે ફલાનો મરણ પાંમ્યો તેની આગમજ નેકી કર ને ઉમરને ગનિમત જાણ.

---

* "તે જઇફ લાસ," સુલતાન મહમુદ સોબોકતેગીનની જાણવી.

† "નોશીરવાંન" સાસાનીઆન તબકાનો વીસમો પાદશાહ હતો. એના બા પનું નામ **કોબાદ** કરી હતું. તેને પોતાની પાદશાહીની વઝીરાત **બુઝરજ-મેહેર** નામના શખ્સના હાથમાં આપી હતી, શબબ કે તે બેહદ **અક્કલ** મંદ હતો. **મઝદક** નામનો **નેશાપુર** શેહેરમાં રેહેનારો ફક શખ્સ હતો, તે કો બાદની સલતનત **મદાયન** શેહેરમાં આવી, પેગામબરીનો દાવો કરી; લોકો ને ઓટો ફતવો આપ્યો કે એક બીજાની ઓરત સાથ શંબંધ કરવો તથા હર કોઇની માલમત્તા લેઇ લેવી રવાછે—તેમજ બેહેન અને તેવાજ સગાંની સાથે નેકા કરવા વાજબીછે; જેથી તેનીસાથ હજારો લોકો જોડાયા હતા, જેઓ ને **મઝદકીયાન** કરી કેહેતા હતા. તેઓનો નાશ નોશીરવાને પોતાના રાજયની શરૂઆતમાં કરયો હતો. કહેછે કે એક દાહાડે હેંસો હજાર મઝદકીઓને મારી નખાવ્યા હતા. એના છોકરાનુ નામ **હુરમજ** કરી હતું. નોશીરવાને **રૂમય હુ** નામનુ શેહેર વશાવ્યું હતું. રૂમીઓના **અનતાકીયેહ** નામના શેહેરમાં રેહે નારી એક પાદશાહજાદી કે જે **ઈસાનો** ધર્મ પાલતી હતી તેની સાથ પરણીયો, જેને પેટે **નોશઝાદ** નામનો બેટો જન્મ્યો હતો. જેને પોતાની માઅેનો ધર્મ પાલ્યો, જેથી તેને નોશીરવાને નજરકેદ કીધો હતો. એજ છોકરાએ એક વે લા બાપની સામે લશકર બેરયું હતું, જેથી છેલ્લે જંગમાં મારયો ગ્યો હતો. નોશીરવાનના વખ્તમાં મુસલમાનનો પેગાંમબર **મહુમદ** જન્મ્યો હતો. પાદશાહ ને **અદલનું** ઊપનામ આપ્યામો આવ્યું હતું. એ ૪૮ વર્ષ રાજ કરીને રા જપાટ હુરમજને સોપી ગ્યો હતો.

## હેકાયત ૩ જી.

મેં સાંભળ્યુંછે કે એક પાદશાહનો છોકરો ઠિંગણો ને દુબલો હતો, ને તેના બીજા ભાઈઓ ખુબસુરત અને કદાવર હતા. એક વખતે તેના બાપે તેની તરફ ધિક્કાર ને બેદરકારપણે જોયું, તે છોકરો દાનાઈથી તે સમજી ગ્યો ને બોલ્યોકે—અય બાપ નાદાન બુલંદ કરતાં નાઘલો અક્કલમંદ ભલો હોયછે. જેકાંઈ કદમા મોટું તે કિમ્મતમાં મોટું નથી. (Arabick—"ગોસ્પંદ ને ગાય સ્વચ્છ છે, લેકીન હાસ્થી નજીસ્છે. તુર * નામનો પાહાડ પૃથ્વિમાં બીજા કરતાં નાનો છે, પણ ખરે તે ખોદાતાલાની હજુરમાં મોટા મરતબા ને દરજ્જા વાલો છે.") તેં નથી સાંભલ્યું કે એક દાનાવ દુબલાએ એક દાહાડે એક માતેલા મુર્ખને કહ્યું તે ? અરબીક ઘોડો અગરજો દુબલો હોય તોપણ તે ગધેડાના તબેલા (અથવા ટોલાં) કરતાં બેહતર છે.

(જેથી તેનો) બાપ હસીયો, અને વઝીર ઉમરાવોએ (તે) પસંદ કર્યું, પણ તેના ભાઈઓ જાનથી રંજીદા થયા.—જયાં સુધી માણસ સખુન બોલે નહીં ત્યાં લગીન તેની એબ અને હુનર ગુપ્ત રહેછે. એવું નો ધારતો કે દરએક જંગલ (વાઘ) વગર ખાલીછે, પણ કદાચને તેમાં ચિત્તો સુતેલો હશે. મેં સાંભલ્યુંછે કે તેજ વર્ષમાં એક જોરાવર દુશમન તે પાદશાહની સામે થયો. જયારે બેઉ લશકર એકબીજાની સનમુખ થયા ત્યારે પેહેલાં લડાઈમાં જે કોઈ હતો અથવા મેદાનમાં પેહેલો ઘોડો દડાવનાર તે પેલો છોકરો હતો.

હું તે નહીં કે લડાઈમાં કોઈ મારી પીઠ જોય, પણ મારૂં સર ધુલ અને લોહીમાં જોશે. જે કોઈ કે લડાઈ કરેછે તે પોતાના લોહી સાથ રમત કરેછે, ને જંગને દાહાડે નાસી જાયછે તે પોતાના લશકરને મારી નાખવા

---

* "તુર" એવે નામનો એક પાહાડ અરબીઆમાં આવેલોછે. (Mount Sinai, situated in Arabia.) એ પાહાડને મુસલમાન લોકો ઘણો પવીતર ગણેછે કારણ કે એ પર્વતપરથી મુસા નામનો પેગામબર આસમનપર ગ્યોહતો, અથવા મુસા પેગામબર જોરો પેહેડી ખોદાની બંદગી કરવાને એ પાહાડપર જાતો હતો. એક વખ્તે ખોદાતાલાએ મુસાને ફરમાવ્યું કે "તારા પગના જોડા કાહાડી મારી એબાદત કરવા આવ." તેમ તેને કીધું. તેપરથી ઉગાડે પગનો રેવાજ ચાલુ કરી શઉકોઈ આજ લગીન ઊગાડે પગે એબાદતખાનામાં બંદગી કરવા જાયછે.

આપેછે. એમ બોલી દુશ્મનપર હુમલો કરેયો ને કેટલાએક સુરા સિપાઇઓ ને મારી નાખ્યા. જયારે તે બાપની પાસે આવ્યો ત્યારે કદમબોસી કરી બો લ્યો—જેણે મારો દેખાવ ધિક્કાર ભરેલો જોયો તેણે મારા કુવત વિષે (કાંઇબી) વિચાર નહીં કર્યો. લડાઇમાં માતેલી ગાય કરતાં દુબ ળો ઘોડો (વધારે) કામ આવેછે. એવું જાણવામાં આવ્યુંછે કે દુશમનનુ લશ કર ઘણુ હતું, અને તેઓનુ થોડું હતું. જેથી તેના (છોકરાના) લશકરમાની એક ટોલીએ નાશવાનો ઇરાદો કીધો (તે જોઇ) છોકરો પોકાર મારી બોલ્યો કે અય મરદો કોશીસ કરો અને ઓરતનો પોશાક ના પેહેરો. તેના કેહેવાથી ફોજ ને જાદા હિમત આવી અને એકદમ હુમલો કીધો. મેં સાંભલ્યુંછે કે તેજ દાહા ડે શત્રુપર ફતેહ મેલવી. પાદશાહે તેની આંખ ને શરપર બોસા લેઇ પોતાની બ ગલમાં ધરયો ને રોજ તેપર મયા વધારતો; ને છેલ્લે અંતે તેને પોતાની ગાદી નો વારસ ઠેરવ્યો. (તેમ કરવાથી) તેના ભાઇઓએ અદેખાઇ કીધી ને તેના ખોરા કમાં જેહેર ભેરયું. તે તેની બેહેને બારીએથી જોઇ ફરેડી * અફાડી, (જેથી) છોકરો દાનાઇથી સમજી ગ્યો, ને તે ખાનાથી હાથ ઊઠાવી બોલ્યો કે—મુશકેલ છે કે હુનરમંદો મરણ પાંમે ને બેહુનરમંદો તેઓની જગ્યા પુરે.

† જો હોમા પક્ષીનો દુન્યાથી નાશ થયો હોય તોપણ કોઇ ઘુવડ ‡ ના છાયા તલે આવનાર નથી.

---

* ફરેડી, Venetians.

† હોમા, Eagle અથવા ગરૂડ કરી કહેછે. એ પક્ષી વિષે હકીકત એવી રોશન છેકે, જો તે કોઇના માથાપરથી ફરી જાયતો તેને પાદશાહી અથવા બુલંદ મરત બો અથવા આબાદી ને સુખાકારી મલે. દરેક પાદશાહો અને સુરા સરદારો પોતા ના તાજમાં ફતેહની તથા બુજરગીની નિશાણ દાખલ તેના પીછો ખોસેછે—એમ પીછ મેલવાની ચાલ કદીમ વખ્ત થી તે આજની ઘડી સુધી ચાલતી આવેલી છે. "The *royal eagle* is no doubt, the *golden eagle*, which is common in Scotland. The noble bird, the emblem of courage and power, preys on hares, rabbits, lambs, fawns &c. ; but never on carrion, unless compelled by extreme hunger."

‡ "ઘુવડ," એ એક કરૂપુ તથા દલદર પક્ષીછે. લોકોનો ખેયાલ એવોછે કે જે કોઇ તેના છાયા ટળિયે આવે તે ખચીત તેના સરખો દલદર થાય પણ ખ્રીસ્તીઓનો એ પક્ષીપર વધારે ચાહછે, અને તેને વધારે સરસ ગણેછે.

તેઓએ તે વાતની ખબર બાપને આપી, (તેથી) તેને તેના ભાઇઓને બોલાવ્યા ને સારીપેઠે થપકો આપી, દરએકને પોતાના રાજ્યનો ઘટતો ભાગ આપ્યો, જેથી ફીતનો ને કજીઓ દુર થયો. દાનાવોએ કેહેલુંછે કે દશ દુરવેશ એક કામળમાં સુઇ સકેછે, પણ બે પાદશાહ એક રાજ્યમાં રેહી શકતા નથી. ધર્માતુ માણસ અરધી રોટલી ખાયછે, ને અરધી ગરીબને આપેછે; પણ જો એક પાદશાહ સાતે મુલક યાને તમામ દુન્યા જીતે તોબી તે બીજા મુલકની ખાએસ રાખેછે.

—o—

## હેકાયત ૪ થી.

અરબ ચોરોની એક ટોલી પાહાડના મથાલાપર એકઠી થઇ હતી, અને વણજારનો રસ્તો બંધ પાડયો હતો. તેઓના દગા ફતકાથી શેહેરની રૈયત દુઃખી હતી અને પાદશાહનુ લશકર આજેજ હતું, કારણકે પાહાડનાં મથાળા પર તેઓએ એક મજબુત કિલો હાથ કરયો હતો; અને ત્યાં પોતાનું રેહેવાનૂ ને ઉતારાનું (રેઠાણ) બનાવ્યું હતું. તે તરફના રાજાના અધિકારીઓએ તેઓની આફત દુર કરવા વિચાર કરયો કે અગરજો એવી રીતે તે ચાલુ રેહેશેતો તેઓની સામે થવું મુશકેલ થઇ પડશે. એક ઝાડે તાજુ મૂળ ધરયું હોયતો તે એક માણસના જોરથી ઊખેડાઇ શકાયછે, પણ જો તે થોડા દાહાડા તેવી રીતે રેહેતો દુમકલાશથાબી ઊખેડાઇ શખતું નથી. ઝરાઓનુ શરૂ થતું મૂખ એક સલીથી બંધ થાઇ શકેછે, પણ જયારે તે પુર ભરાયછે ત્યાંરે હાથથી બી પાય ઉતાર થઇ શકાતું નથી. સખુનને તેપર મુકરર કીધા યાને એકમત થયા, કે એકને ભોમિયા તરીકે મોકલી તપાસીય કે તેઓ કોઇ ટોલાપર હુમલો કરવા ગ્યા હોય ને કિલો ખાલી પડયો હોય.

કેટલાએક આફત અને જંગ જોયલા માણસોને રવાના કરયા, જેઓ પાહાડની કઢણમાં છુપા થયા. સાંહાજની વેલા ચોરો પોતાની લડાઇમાંથી લુટ લેઇ પાછા ફરયા અને તનથી હથિયાર છોડયા અને લુટને અનામત રાખી. જયારે રાતનો પેહેલો પોહોર ગુજરયો ત્યારે તેઓ ઉપર પેહેલો હુમલો કરનાર દુશમ

ન ઊંગ હતી. બેત—* ખોરશેદનું મંડલ યા અક્કર છાયામાં ગયું, યુનશ † મ છીના મોહમાં ગેબ થયો. દિલાવર મરદો છુપાનમાંથી બાહેર આવ્યા, ને એક એકના હાથો એકએકની ખાંધપર બાંધ્યા. સહવારે બધાઓને પાદશાહની દ રગા હજુર લાવ્યા. પાદશાહે સર્વેજણને મારી નાખવાનો હુકમ કરયો. બનાવ એવો બન્યોકે તેમાં એક જવાન છોકરો હતો, જેની જવાનનીનો પેહેલો બાહા ર નવો થયલો હતો, તેના ચેહેરાના બાગનો સબજો યાને બાલ તેના ગાલોપ ર નવા ઉગ્યા હતા.

વઝીરોમાંથી એક પાદશાહના તખ્તને બોસો લેઇ ભલામણનું શર જમીનપર ધ રી બોલ્યો કે હજુ એ છોકરાએ પોતાની જવાંનીના બાગનું ફલ ચાખ્યું નથી તેમજ જવાનનીનો સ્વાદ પણ ચાખ્યો નથી, માટે તું દયાલું પાદશાહથી મારી આશા એછેકે એનું (છોકરાનું) ખુન માફ કરવાથી મુજ બંદાપર ઉપકાર થાશે. તેનું બોલવું પાદશાહની ભલી અક્કલમાં ઊતરયું નહીં, જેથી ગુસ્સે થઇ બોલ્યો કે જેની બુન્યાદ બદ હોય તે નેકોનો છાયો ધરે નહીં. મુર્ખને કેલવણી આપવી તે ગોયા ગુંબજપરથી અખરોટ ગગરાવ્યા સરખું છે. એ લોકોની ન

---

* એ બેતનો ખુલાસો એંડરશનના ગુલસ્તાંનમાંથી નીચે મુજબછે:—

"કુરસ", "An orb" also means "a crust of bread" therefore when he says "The sun's orb had passed into darrkness," (*i. e.* the sun had set,) he also means that their bread (the native cake or "chapattie" being round is here compared to an orb or circle,) had gone into their stomachs, (*i. e.* or darkness,) in fact "They had eaten their (evening) meal "યુન્શ" (which also means the pupil of the eye,) had gone into the "દેહાને માહી" or fish's mouth, (*i. e.* the eye-lids,) so (called from their resemblance to the shape of a fish's mouth,) they had in fact fallen asleep (*i. e.* had shut their eye-lids).

† "યુન્શ," મુશલમાંનના એક પેગામબરનુ નામછે. જે એક વેલા દરીઆ કીનારે ફરતો હતો, તેવામાં એક માછલી તેને ગલી ગઇ, જેના બિલોર સરખા પેટમાંથી યુન્શે તમામ દરીઆની પેદાએસ જોઇ લીધી—ત્યાર પછી તે માછલી તેને કીનારાપર પાછો મોહોમાંથી આકી પાણીમાં ગેબ થઇ હતી. એ બનાવને મુસલમાનો એક મોજેજો તરીકે ગણેછે.

મલ ને ટોળાને કાપી નાખવો ભલોછે, અને તેઓનું જર ને મૂળ ઊખેડી ના ખવું સારૂં છે કેમકે આતશને બુજાવવો અને તેની ચિણગારી જાતી મેલવી, તેમ જ સાંપ ને મારવો અને તેના બચ્ચાંને પાલવું એ અક્કલમંદોનું કામ નથી. વાદળપરથી જીંદગીનું પાણી પડે, તોપણ તું બીદ * ઝાડની ડાળીથી કાંઇબી ફલ પાશે નહીં. હલકાં માણસ સાથ તારો વખ્ત નો ગુમાવ—કેમકે સાદડી બનાવવાના બાંબુથી તું સાકર નહીં પાશે. જયારે વઝીરે તે સાંભલ્યું ત્યારે આનાકાનીથી તે પસંદ કીધું, ને પાદશાહની ભલી અક્કલપર આફરીન કીધી. અને બોલ્યો કે (તારૂં રાજ્ય કાયમ રહો) તું જે બોલ્યો તે રાસ્તછે, અને તે બેજવાબીછે; લેકીન જો એ એઓની સોબતમાં પલાતેતો એ એઓની ચાલ ધરતે અને એઓમાનો એક થાતે પણ બંદો ઊમેદવારછેકે એ પરેજગારોની સોબતમાં રેહેવાથી કેલવણી મેલવી અક્કલમંદોની ટેવ ધરશે, કારણકે એ હજુ બચ્ચુંછે અને એઓની તોફાની ને લુચ્ચાઇની બારીઅત એના ખવાસમાં મજબુત થઇ નથી.

† "હદિશમાં લખેછે કે (Arabick–"જે છોકરૂં કે પેદા થાયછે તે તેહકીક પાક રાહપર હોયછે, પછી તેના મા બાપ તેને યાહુદી, ખ્રિસ્તી અથવા મજુસી ‡ કરે."

---

* "બીદ" એક ઝાડનું નામછે, Aspen. "The aspen is a species of poplar, so called from the brembling of its leaves, which move with the slightest impulse of the air. It is termed *the trembling poplar.* When a person from fear shows great tremulousness he is said "to *t*remble as an aspen leaf."

† "હદિશ"–પેગંબરોનો કોલ અથવા ક્રતવા અથવા લખાણ કરેલી કેતાબ.

‡ "મજુશી" "એ બોલ, અરબી તથા ફારશી જબાનના લખનારા મુસલમાનોએ પારસી લોકો યાને જરતોસ્તી લોકોને માટે લખ્યોછે. પણ આ બાબે ધ્યાન પોહોંચાડતાં એવું નજરે આવેછેકે પારસી લોકોને ફ્રેવોના જંદ અવરતામાં **મજદીઅસનાન** કરી કેહછે, અને પારસી લોકોની જરતોસ્તી દીનને **માજદાઅસની** કરી કેહછે, તે માજદીઅસની તથા મજદીઅસનાન બોલો હિબરૂં, ગ્રીક, તથા ખ્રીસ્તી લોકોને બોલવાને લંબાન તથા ભારે પડવાથી તેઓનું મુખતેસર કર્યું: જેમકે મજદીઅસનીનો **મેજી,**

* "નોહ"નો છોકરો બદોની સાથ બેઠો, જેથી પોતાનું ભવિશ્ય કેહેના રૂં ખાનદાન ખોયું. અથવા "લુત" † ની ઓરત બદોસાથ જોડાઇ, જેથી તેનાં બચ્ચાંઓએ ભવિશ્ય કેહેવાની બક્ષીસ ખોઇ. કુતરો "અશહાબે કેહફ" ‡ ના લોકોની સોબતમાં રેહી નેકોનો છાયો પકડી આદમી થયો હતો. વઝીર તે બોલ્યો, પછી પાદશાહના દરબારીઓ તેની સાથે ભલામનમાં એક થયા (જેથી) છેલ્લે અંતે પાદશાહે તેનું ખુન માફ કીધું ને બોલ્યોકે મેં (એણે) બખશીયોછે, લેકીન તેમાં હું કાંઇ મસલત જોતો નથી.

---

અને મજદીઅસનાનને મજુશિયાન કરી લખવા લાગ્યા. એ ઉપરથી અરબ લોકોએ મેજીને મજુશ, અને મજુશિયાનને મજુશી કરી લખ્યું એવા શબ્દો ઇશલામી ગ્રંથકારો પારસી લોકોને માટે લખેછે એ ઘણું દલગીર ભરેલું છે ને તેવા શબ્દો લખનારા સાંકલા મનના હોય એમ ભાંસેછે." (ઉપલું બયાન ફરેદુનજીના ગુલસ્તાનમાંથી લીધું છે પણ તેમાં ફેરફાર કરી લખ્યું છે.)

* "નોહ" એક પેગંબરનું નામછે કે જે લોકોના કેહવા પ્રમાણે પ્રાચિન કાળમાં દુન્યાનો પેગંબર હતો.

† "લુત", એ પણ એક પેગંબરનું નામછે, જે નોહ કરતાં ઊતરતે દરજાનો હતો.

‡ ફક વેળા દુન્યાના તમામ લોકો અધર્મીતું થયા હતા, તે વેળા ફકત છ સાત ફકીરો પરેજગાર હતા કે જેઓ ખોદાતાલાની ઇબાદત કરતા હતા. તેઓ ફક પાહાડમાં ગ્યા કે તરતજ તેનું મૂખ ફકાફક બંધ થઇ ગયું, જેમાંનાં ફકીરો ખાબમાં પડયા. જેવારે તેઓ તેમાં બિદાર થયા ત્યારે રસ્તો ખુલ્લો જોઇ શેહેર તરફ ચાલ્યા, ત્યાં જોયચ શું કે તમામ શેહેર–માણસ–જનાવરો તથા પાદશાહ ઇત્યાદી ફેરવાયલા માલમ પડયા. જ્યારે તેઓ પોતાની પાસેના પૈસા બાઝારમાં વટાનાને ગ્યા ત્યારે સિક્કા જોઇ લોકો અજાએબ થયા કે એ સિક્કા એક બે સદીપર થઇ ગયળા પાદશાહના માલમ પડયા, જે પરથી તેઓને તે સિક્કા વિષે સવાલ કરવામા આવ્યો. તેઓએ જવાબ આપ્યોકે જયારે તમામ લોકો પાપી હતાં ને હમો ખોદાના રાહપર ચાલતા હતા જેથી હમો ફક ગોશામાં અરધો દાહાડો શુઇ રહયા પાછા ફરયા–મેટલામાં જોયચ શું કે તમામ ચીજો બદલાઇ ગએલી દેખાયછે. તે સાંભલી લોકો તાજુબ થયા ને ખોદાતાલાની કરામતનો પુરતો ખેયાલ કરયો કે ધર્મીતું સદા બચેછે. જે કુતરો તે ફકીરો સાથ હતો તે તેઓના જેવોજ પરેજગાર થયો હતો, અને આખેર મરણ પાંમ્યો ત્યારે માણસના રૂ (આતમા) જેવુ તેનું રૂ (આતમાં) થયું હતું.

તું જાણેછેકે **જાલે** *** રૂસ્તમ** † પેહલવાનને શું કહ્યું હતું તે? દુશમનને નાચાર, દુબલો, અને નાતવાન નો ગણતો. ઘણાએક ઝરાઓને મેં મૂળથી નાંખલા નિકલતા જોયાછે, પણ જ્યારે તેઓ પુર ભરાયછે ત્યારે ઉંટને તેના બોજા સાથ ઘસડી લેઇ જાયછે.

ટુકમાં તે છોકરાને પોતાને ઘેર લેઇ જાઇ લાર ને નેયામતમાં પાલ્યો. એક કામેલ ઉસ્તાદને તેનો ગુરૂ ઠેરાવ્યો. તેને સવાલ કરવા, હાજરજવાબ દેવા

* "જાલ," **સામ** નરીમાનનો બેટો થાય. ઇ જયારે માદરથી જન્મ્યો ત્યારે ઇના બદનના બાલ તદન સપેદ હતા જેથી તેણે દેવની સુરતનો જાણી સામે **અલબુર્જ**ના પાહાડપર તેને નાખ્યો, જયાં તેણે ઇક સિમોરગે પાલ્યો હતો. ત્યાર બાદ સામ તેણે શેહેરમાં લાવ્યો. **જોહાક**ની ઓલાદના **મેહેરાબે કાબુલીની** બેટી **રોદાબે** સાથ તેને પોતાની કદખુદાઇ કરી હતી, જેણેપેટે દિલાવર **રૂસ્તમ** તથા **જહુવારે** તવલુદ થાયા હતા. ઇને ઇક ગોરીગોલામડી સાથ મોહબત બાંધી હતી જેનાથી **સોગાદ** નામનો છોકરો પેદા થયો હતો. જાલ ને **જાલેજર** અથવા **દસ્તાને** સામ કરી કેહેતા હતા. દસ્તાન એટલે ચારો કરનાર, ઇ ઇનો લકબ હતો. એણે ઇરાન શેહેરની ખિદમત બજાવામાં પોતાની ઉમર તમામ કરી હતી. એકવેળા રૂસ્તમના મરણ પછી **ગુસ્તાસ્પના** નબીરા **બહુમને** એને પોતાના બાપ અસ્પંદિયારના વૈરમાં લોખંડના પીંજરાંમાં કેદ કરયો હતો. એના વંશમાં નજદીક ૧૦ પાદશાહો લાંબી મુદતવેર રાજ કરી ગ્યા હતા. જાલની ઉમર ૧૦૦૦) વર્ષની ગણવામાં આવીછે.

† "રૂસ્તમ," જાલ અથવા જાલેજરનો છોકરો થાય. ઇની માનુ નામ રોદાબે હતું. ઇણે લણ ઓરત હતી. ઇક **તેહમીના** સમનગાનના પાદશાહની છોકરી ને બીજી **બાનુશમ** ગુદર્જની છોકરી ને ત્રીજી પાદશાહ **કૈકાવુશની**બેહેન **કએકોબાદજાદી**. ઇના ત્રણ છોકરા નામે સોહરાબ, ફરામર્જ, જાંહાગીર હતા, અને ઇક બેટી નામે બાનુગોસસ્પ હતી. ઇના બખ્તરને **બબરેબ્યાન** કરી કહેતા હતા. એના હાથપર જબરદસ્ત પેહલવાનો ને દેવો, જેવાકે—સપેદ, અકવાન અજંગ તથા બીજા દેવો, અને સોહરાબ, આશકેબુશ, ખાકાનેચીન, રૂઇનતન અસ્પંદિયાર ઇત્યાદી માર્યા ગ્યાહતા. ઇના ઘોડાનું નામ **રખસ** કરી હતું, જેનો જન્મ ને મરણ રૂસ્તમની બરોબર હતો એમ કેહેવાયછે. રૂસ્તમની ઉમર ૪૦૦) વર્ષની થઇ હતી, પણ શાહનામામાં એથીબી જીઆદા હોય એમ ભાંસેછે. ઇ પોતાના સાવકા ભાઇ સોગાદનાં કાવતરાંથી ઉડા ખોહમો પડી મરણ પાંમ્યો હતો.

તથા પોતાના પાદશાહની તમામ ખિદમતની તદબીર શિખવી, જે દરએક જ ણાની નજરમાં પસંદ આવી. એક દાહાડે વઝીરે પાદશાહની હજુરમાં તેની (છોકરાની) બુદ્ધિ તથા ચાલચલણ વિષે થોડુંએક કહ્યું કે દાનાવોની તાલીમે એ નામાં અસર કરીછે, ને તેની કદીમ જાહેલી તેનાં ખવાસમાંથી દુર થાઇ છે. પાદશાહ તેના આમ બોલવાથી હસીયો ને બોલ્યો કેઃ—વરૂના બચ્ચાં ને જો મોટા માણસે પાલ્યો હોય, તોપણ તે આખેર વરૂજ થાયછે. તે પર બે સાલ ગુજર્યા બાદ તેના મોહોલાના લુચ્ચાઓ તેની સાથ મલી જાઇ છુપી મસલત કીધી, જેથી તક જોઇ તેણે (છોકરાએ) વઝીરને તથા તેના બેઉ છોકરાઓને મારી નાખ્યા. અને ઘણીએક દોલત લેઇ નાઠો ને ચો રોની સાથ ખોહમાં બાપની જગ્યાપર જાઇ બેઠો ને ગુન્હેગાર કર્યો. પાદશા હને તે વાતની ખબર કીધી જેથી તેને અચંબાના આંગલા દાંતમાં ધ રી બોલ્યો—કેવીરીતે કોઇ ખરાબ લોખંડની સારી તલવાર બનાવી શકે? ઓ સુફી * એ ઘણુજ મુશકેલછે કે એક કંગાલને ભલો બનાવવો. વરસાદ પોતાની બારીઅતમાં કાંઇબી ઉલતો નથી, તે છતાં ખારી જમીનમાં ઘાસ બાસ ને બાગમાં "લાલે" † ઉગેછે. ખારી જગ્યામાં સોનબુલ ‡ ઉગતું ન થી તો તેમાં કામનુ બી નો વાવ. બદોપર ભલાઇ કરવી તે ગોયા ભલાઓપર બુરાઇ કરવા બરોબરછે.

—o—

## હેકાયત ૫ મી.

મેં એક હોદ્દેદારના છોકરાને **અગલુમસ**ના § દરવાજાપર દીઠો, કેજે અક્કલ—દાહાપણ—ગ્યાન—અને તીક્ષણ બુદ્ધિ અતીઅંત રાખતો હતો. એવીજ બુજરગીની નિશાણી બચગીમાં તેના કપાલપર દીસતી હતી.

દાહાપણથી બુલંદીનો સેતારો તેના સરપર ચલકતો હતો.

ટુકમા તે પાદશાહની હજુરમાં પસંદ આવ્યો,કારણકે તે ખુબસુરત ચેહેરો ને તી ક્ષણ બુદ્ધિ રાખતો હતો. દાનાવોએ કેહેલુંછેકે તવંગરી માલથી નહીંપણ દિલથી છે, ને બુજરગી વર્ષથી નહીં પણ અક્કલથીછે. તેના સાથીઓએ તેના મરત બાની અદેખાઇ કરી તેપર બદદિઆનતનું તોહમત મેલી તેણે મારી નાખ

* "સુફી," પરેજગાર, દાનાવ.
† "લાલે," ગુલલ્લા (Tulips.)
‡ "સોનબુલ" કમલનું ફુલ (Spikenard.)
§ "અગલુમસ," ઇરાન શેહેરના એક પાદશાહનું નામછે.

વાની વ્યર્થ કોશીસ કીધી. જો ખોદા મેહેરબાન હોયતો દુશમન શું કરી શકે? પાદશાહે પુછ્યું કે તારા હકમાં એઓની દુશમનીનો શબબ શો છે? તે બો લ્યોકે તું ખોદાવંદે શાહેબના આશરા હેઠલ સઘલાઓને રાજી કર્યાછે, મગર જેવો અદેખાછે તેઓ રાજી થતા નથી, પણ મારી ચઢતીની પડતી જોવાને રા જીછે. તું પાદશાહની દોલત ને આબાદી શદાકાલ કાયમ રહો. હું કોઇબી શખ્સના મગજને દુઃખ દેતો નથી, પણ અદેખાઓને શું કરૂં કે તે ઓ ખુદ દિલથી રંજુદાછે. મર ઓ અદેખા કે જેથી તું છુટશે, કારણકે આ રંજછે, કે તેની મેહેનતથી તું મોત વગર છુટી શકશે નહીં. બદબખ્તો મોટા માણસની દોલત અને ઇજત જાતી જોવાને રાજી હોયછે. કાનચોમો ડીની આંખ આફતાબને જોઇ નહીં શકે તેમાં અફતાબનો શો વાંક? ખોરશે દ સિહા થાય તે કરતાં બેહતરછે કે એવી હજાર આંખો આંધલી થાય.



## હેકાયત ૬ ઠી.

ઇરાનના પાદશાહો માંહેલા એક પાદશાહની વાત કેહછે, કે તેણે રૈયતની માલમત્તા ઉપર જુલમાતનો હાથ લાંબો કર્યો હતો, અને બેદાદી ને જોર જ બરી શરૂ કરી હતી. તેના જુલમાત ભરેલા દગાફતકાથી તેની પ્રજા જહાંનમાં (આસપાસ) ભટકી, અને પરદેશવાસનો રસ્તો ધર્યો. રૈયતના કોતા થવાથી દેશની આવક કમી થઇ, ખજાનો ખાલી થયો, અને દુશમનો દરએક ભાગ થી જોરબંધ ચઢી આવ્યા. જે કોઇ મુસિબતને વખ્તે મદદ ચાહે તેણે ક હોકે આબાદીને વખ્ત ભલમનસાઇ કરે. કાનમાં બાલીવાલા ખિદમતગારને જો તું મેહેરબાનીથી નહીં પાલશેતો તે જાતો રેહેશે—માટે ભલમનસાઇ કર કે બેગાનો બાલીવાલા ખિદમતગાર જેવો થાશે.

ઈક દાહાડે તેની મિજલસમાં શાહનામામાંથી જોહાકનું* પદભ્રષ્ટ થવું અ ને ફરેદુનનું રાજ્યપર આવવું તેની વાત વાંચતા હતા.

---

* "જોહાક," "ને અરબી ભાષામાં ઘણો હશનાર કરી કેહછે, શબબ કે એનો ઉપલો હોટ ફાટેલો હતો. એણે બીવરઅસ્પ તથા અઝદાહાંક કરી કેહેતા હતા." તેના બાપનુ નામ **મરદાસ** કરી હતું, જે ઘણો પરેજગાર તથા પાદશાહ હતો. જોહાકે પોતાના બાપને એક અબલીસના ફરેબ

વઝીરે પાદશાહને પુછ્યું કે ફરેદુન દોલત, રાજ્ય, ને લશકર રાખતો નહીં હતો ત્યારે કેવી રીતે તેના ઉપર રાજ્ય મનાએત થયું? જવાબ આપ્યો કે જે મિસાલે તું એ સાંભલ્યુંછે તેમ, લોકો તેની સાથ એકઠાં થઇ તેને યારી આપી, જેથી પાદશાહી મેલવી. વઝીર બોલ્યો કે ખલકના જમા થવાથી પાદશાહી મલેછે તો તું પાદશાહી કરવાની ખાહેસ નહીં રાખતો હોય ત્યાં લગન શામાટે રૈયતને પરીસાન કરેછે? લશકરને જાનથી પાલવું ભલુંછે, કેમકે પાદશાહ પોતાની સત્તા લશકરથી મેલવેછે. રાજાએ પુછ્યું કે રૈયત ને લશકરને જમા કરવાનો રસ્તો શું છે? જવાબ આપ્યો કે રાજાને અદલ થવું જોઇય કે જેથી લોકો તેને આવી મલે, અને દયાલુ થાયતો લોકો તેના છાયામાં આવી નચિંતથી રેહે, પણ તે બેમાંનુ તારી પાસ એકબી નથી. જેમ વરૂ ગોવાળિયાનુ કામ નહીં કરી શકે, તેમ સતમગાર રાજા મુલક

થી બાગના કુવામા રાતની વેળા નાખી, તેને બેજાન કીધો, પછી પોતે તેના તખ્તપર બેઠો. ફને જમશેદ પાદશાહપર ફતેહ મેલવી, તેણે જીવતો મારી નખાવી; પોતાના હાથમાં ઇરાનનું રાજ લીધું. એણે ૧૦૦૦) મા ૧) દાહાડો કમ રાજ્ય કર્યુંછે. એના રાજને ત્રણ ભાગ જેટલા વર્ષ વિત્યા બાદ એના ખભાંપર બે સાંપ ઉગ્યા હતા, જેથી તે ઘણો દુઃખી ને બેજાર હતો. અથવા કેટલા એકના કેહેવા પ્રમાણે એણે ખરપસાનો મરજ હતો, જેપર દરરોજ બે માણસના ભેજા મસલવામાં આવતાં હતા, તેને લીધે હજારો માએના પુતો મરણ પાંમ્યા હતા. એ એટલોતો જુલમગાર હતો કે કુલે ઇરાની ખલકત તેથી પુરતી રંજીદા હતી. એને, આખેરશ ફરેદુને જંગમાં બાંધી **દમાવંદ**ના પાહાડપર ઉંધો લટકાવ્યો હતો. એનામાં દશ ભુડી ખોરો હતી જેવીકે—૧ લી. "કરાહસ્ત, ચેહરે," દરામના દેખાવનો—૨ જી. "કસરે કામત," ઠીંગણું કદ, ૩ જી. "નખવત," તીખો મીજાજ—૪ થી. "કલતે હીયા" બેશરમ—૫ મી. "કસરતે અકલ," ખુલ્યાપણું—૬ ઠી. "ખીસિયાર જોલમ," ઘણો જુલમી. ૭ મી. "બદજબાન," જુઠ્ઠુ બોલનાર—૮ મી. "સતાબે મહમાત," કામમાં ઉતાવલાપણું. ૯ મી. "ખોબસ," કિનાખોર—અને ૧૦ મી. "અબલહી," દુરાચરણી. જોહાક વિષે હકીકત એવી રોશનછે કે તે હજી હયાતછે અને તે રસ્તાખેજ (The day of resurrection and judgement) ને વખત સવા પોહોરની પાદશાહી કરશે, અને ત્યાર પછી **સામ** પેહલવાન શજીવન થઇ તેણે મારશે.

ચલાવી નહીં શકે. પાદશાહ જુલમાતની રીત ચલાવેતો તે પોતાના મુલક ની દીવાલ પોતેજ ખણે.

પાદશાહની તબિયતમાં મસલતદાર વઝીરની શિખામણ પસંદ નહીં આ વ્યાથી ગુસ્સે થઇ તેણે બંદમાં બાંધી કેદખાને મોકલ્યો. તેના ઉપર ઘણો વખત નહીં ગુજરયો એટલામાં પાદશાહના કાકાના છોકરાઓ લડાઇ કરવા ઉ ઠયા ને સામે થવાને લશકર એકઠું કરી બાપીકો મુલક ચાહાયો. લોકોનું જે ટોળું તેના જુલમી હાથથી રંજુદા ને હેરાન થયલું હતું, તે, તેઓને આવી મલ્યું, ને (તેઓને) મદદ કરીઃ જેથી તેના (જુલમગાર પાદશાહના) હાથ માંથી મુલક ગયો અને તેઓને હાથ આવ્યો.—અગર પાદશાહ પોતા ની રૈયતપર જોર જબરી કરેતો તેના દોસ્તદારો સખ્તીની વેળા જોરમં દ થાયછે. રૈયત સાથ સલ્લાહ કર કે દુશમનની લડાઇથી તું નચિંત રેહે શે, કારણ કે જો પાદશાહ અદલ હોય તો તેની રૈયત લશકર થઇ રેહે.

---o---

## હેકાયત ૭ મી.

એક પાદશાહ એક ઇરાની ગુલામ સાથ વાહાણમાં (અથવા મછવામાં) બેઠેલો હતો. તે છોકરાએ આગલ કદી દરીઓ જોયો ન હતો, અને વા હાણની અડચણ દીઠી ન હતી, જેથી રરવા અને અફસોસ કરવા લાગો ને તમામ દિલથી કાંપતો હતો. તેણે ઘણુંબી સમજાવતા છતાં કાંઇબી ક રાર પકડતો નહીં હતો, જેથી પાદશાહની રમત ગમતમાં હરકત થઇ, કારણ કે પાદશાહોની નાજુક તબેમાં આવી રીતનું માફક આવતું નથી. આ ખેર તેઓ કાંઇ ઇલાજ રાખી નહીં શક્યા યાને આજેજ થયા. તે વા હાણમાં એક હકીમ * બેઠેલો હતો તેને પાદશાહને કહ્યું કે જો તું ફરમાવેતો હું એણે ચુપકીદો કરૂં? (રાજાએ) કહ્યું કે (જો તેમ કરેતો) તારી મોટી મેહરબાની અને ઉપકાર થાશે. હકીમે ફરમાવ્યું કે ગુલામને દરીઆમાં નાખો—જયારે તેણે કેટલાએક ગોતાં ખાધા ત્યારે તેના માથાના બાલ પ કડી તેણે વાહાણની પાસ લીધો. ગુલામે બંને હાથ વડે વાહાણનું સુકાન ઝાલ્યું. જયારે વાહાણમાં આવ્યો ત્યારે એક ખુનામાં બેશી કરાર પકડી ખા મુશ થયો. પાદશાહને અજાએબ લાગવાથી બોલ્યો કે એમાં હીકમત શું

---

* હકીમ—દાનાવ, સાહેબે ફાઝેલ.

હતી? તેને જવાબ આપ્યો કે એ પેહેલાં ડુબી જવાની તથા વાહાણની સલામતીની કિમ્મત જાણતો નહીં હતો. એજ પ્રમાણે જે કોઇએ વિપત્તિ જોઇ હોય, તોજ તે સુખની કદર જાણે.

અય ધરાયલા તારીપાસે જવની રોટલી કુચ નથી, જે માશુક કે તારી આગલ કદ્રૂપીછે તે મને પ્યારીછે. બેહસ્તની પરીઓ અરાફ * ને દોજખ જાણેછે—ત્યારે દોજખીઓને પુછો કે અરાફ શું બેહસ્ત નથી?

એક પોતાની બગલમાં માશુકને ધરે, ને બીજો દરવાજા પાસ તેણીને આવવાની નજર કરે, એ બંનેમાં ફરકછે.

---

## હેકાયત ૮ મી.

પાદશાહજાદા **હુરમજ** † ને પુછયું કે બાપના વઝીરોથી શું ખતા જોઇછે કે બધાઓને કેદ કરવાને ફરમાવ્યું? બોલ્યો કે મેં કાંઇ ગુન્હા જોયો નથી—પણ જોતાં માલમ પડેછે કે તેઓ પોતાના દિલમાં મારી બહુ ધાસ્તી રાખેછે, ને મારી કબુલાતપર પુરતો ભરોસો રાખતા નથી, જેથી મ

---

* "અરાફ," બેહસ્ત અને દોજખ વચે એક જગ્યાછે, જેમાં અજ્ઞાન ગુન્હેગારોને રાખવામાં આવેછે.

† "હુરમજ," નોશીરવાન અદલનો બેટો થાય. જે પોતાના બાપના ગુજરી જાતા પછી પાદશાહી તખ્તપર બેઠો હતો. પ્રથમ તે રાજમાં સારૂ ધ્યાન આપતો હતો, પણ પાછલથી બેધ્યાન બન્યો ને તેમ થતાં તમામ વઝીરો ઉમરાવથી ડરયો કે રખેને તેઓ બલવો કરે તેથી બધાને કેદ કર્યા હતા, તેવું જોઇ દુશમનો ચઢી આવ્યા—તેમાં ખશુસ **રૂમના** પાદશાહે પોતાના દેશો કે જે નોશીરવાંને જીતી લીધા હતા તે પાછા લીધા. વલી તુરકીઓની સામે લડવાને ખાતર **બેહરામ ચુબીન**ને લશકરની સરદારી આપી હતી. તેણે દુશમનપર ફતેહ મેલવી હુરમજને ખુશહાલ કરયો. એજ સરદારને એકવાર પાદશાહથી અપમાન મલવાને લીધે તેની સામે થયો જેથી છેલ્લે તે હુરમજના દીકરા **ખોસરૂ પરવીઝના** હાથપર જંગના મેદાનમાં હાર ખાઇ નાસી ગયો હતો. "હુરમજને તેના બંધેવી **પંદવીયહ** એ ગલામાં કમંદનો ફાંસો ગાલી બેજાન કરયો હતો." ૧૨ વર્ષ તુલગ હુરમજે રાજ કર્યુ હતું, ત્યાર પછી ખોસરૂ પરવીઝ ઇરાનની ગાદીપર બેઠો હતો.

ને ભય લાગેછે કે કદાચ દુઃખની ધાસ્તીથી તેઓ મારા રાજયનો નાશ કરવાને ઇરાદો કરે, તેટલા માટે મેં દાનાવોની નશિયત પ્રમાણે કામ કર્યું છે. જેઓ આમ કેહેછે કે:—જે કોઇ તુંને બીહવાડે તેથી તું બીહી, જોકે તું એવા એકશો સાથે લડી શકતોહોય. તેં નથી જોયું કે બિલાડી જયારે આ ઝેજ થાયછે, ત્યારે પંજાથી ચિત્તાની આંખ બાહેર કાહાડેછે. સાંપ ગોવા ળિયાના પગને દંએછે, જેની ધાસ્તીથી તેના માથાને પથરશે પટકેછે.



## હેકાયત ૯ મી.

આરબસ્તાનના પાદશાહોમાંથી એકજણ બુધાપામાં આજારી હતો, ને તેને શાજો થવાની કાંઇબી આશા હતી નહીં, તેવામાં એકાએક એક સ્વાર તેના દરવાજા પાસ એક ખુશ ખબર લેઇ આવ્યો કે તું ખોદાવંદ શાહેબના મુબારક પ્રતાબથી ફલાનો કિલ્લો મેં હાથ કરયોછે, દુશમનોને કેદી કરયાછે અને તે તરફનુ તમામ લશકર તથા રૈયત તારે તાયબે થઇ છે. જયારે તેણે આ સખુનો સાંભલ્યા ત્યારે પુર દરદમંદ દિલથી એક હાય બાહેર લાવી બોલ્યો કે, આ ભલી ખબર મને કામની નથી, પણ મારા દુશમનનોને લાયકછે—યાને કે જેઓ મારી પછી ગાદીએ બેશે તેઓ. અફસોસછે કે આ ઉમેદમાં મારી જીંદગી તમામ થઇ યાને જે કાંઇ મારૂં જીગર ઇચ્છે તે હું બર લાઉ. મારી છુટી ઉમેદ પુરી થઇ પણ તેનો ઉપોગ શું થયો? તેટલા માટે આશા નથી કે મારી ગયલી હયાતી પાછી આવે. કઝાના હાથે કુચનુ નગારૂ ઠોકાયું, અફસોસ કે મારી બંને આંખોએ આ માથાથી રૂખસત લીધીચ; હાથ—પોંહોંચો—હથેલી—અને બાજુ બધા એકબીજાને છેલ્લો અવકાર દેયછે. મોત જે મારો દુશમનછે તેણે મને જીતી લીધોછે તેટલા માટે મારા દોસ્તો મારી આગલ આવો. મારા દાહાડા અજ્ઞાનપણામાં ગ્યા ને મેં મારી ફરજ અદા નહીં કરી, માટે તમો અદા કરવાને ડાહાયા થાજો.

# હેકાયત ૧૦ મી.

હું કેટલુ સુધી **દમાશકશની*** મોટી મસજીદમાં **ઈયાહી**† પેગંબર (જેપર દુવા હોજો) ની કબરના મથાલાંપર બંદગી કરતો હતો. અરબસ્તાનનો એક પાદશાહ કે જે પોતાની બેદાદીને માટે જાણીતો અને જુલમાતમાં મશહુર હતો. તે, બનાવ એવો બન્યો કે હજ કરવા આવ્યો, અને નેમાજ કરી હાજત ચાહી.—ગરીબ ને તવંગર આ દુન્યાના ચાકરછે, જેવો ઘણા મોટાછે તેઓને વધારે હાજતછે. તે વખ્તે તેણે મને કહ્યું કે મનનુ ઉંચાપણું ફકીરોની સાથ હોયછે, અને તેઓનો વેહેવાર ચોખોછે, માટે તારી એબાદતને મારી સાથ આમેજ કર, કારણકે હું એક સખ્ત દુશમનની ભયમાં છેઉ. મેં તેણે કહ્યું કે જઇફ રૈયતપર રેહમ કર, કે જેથી જોરાવર દુશમનથી જેહમત નહીં જોય. ગરીબના અસક્ત હાથને જોરમંદ હાથ બથા પંજાથી ભાગવો ગુન્હાછે. જે કોઇ નાગારપર રેહેમ નથી કરતો તે બીહીયેછે, કારણકે જયારે તેનો પગ લપસસે ત્યારે કોઇ તેણો હાથ નહીં ધરશે, યાને યારી નહીં કરશે. જેણે કે બદીનુ બી વાવી નેકીની આશા રાખી, તેણે પોતાની બેવકુફી કલપણા કરી ખ્યાલને ફોકટમાં બાંધ્યો. ‡

તારા કાનમાંથી રૂનુ (પુમડુ) કાહાડ, ને રૈયતને દાદ આપ, જો તું દાદ નહીં આપશે તો દાદ આપવાનો ફક દાહાડોછે. § આદમના બચ્ચાં $

---

* "દમાશકશ," સર્વેથી કદીમ અને વખાણાયલા શેહેરનુ નામછે. Domascus: The oldest & famous city in the world.

† "ઇયાહી," યાહુદિ લોકોના એક પેગંબરનું નામછે, જે બીજા પેગંબરો કરતાં ચડતે દરજજેનો હતો.

‡ એટલેજે હરકોઇએ ખરાબ કામ કરયું હોય ને તેનો ફાયદો ગાહવાની આશા રાખે તે ગોયા હવામાં કિલ્લો બાંધી તેમાં રેહેવાની ધારણા રાખવા સરખુંછે અથવાતો આસમાનને હાથ લગાડવાની યતના કરી નાશીપાસ થવા જેવુંછે.

§ યાને રૂઝે આખેર અથવા કેયામતનો દાહાડો—કે જે વેળા તમામ મુવેલા સરજીવન થાશે અને સર્વ બાબતનો ઇનસાફ તે દાહાડે થાશે. ત્યારે આ વખ્તના જુલમની દાદ તે વખ્તે મલશે અને દુઃખને બદલે સુખ મલશે.

$ "આદમના બચ્ચાં," તે માણસ જાતને જાણવા. અવલથી માં

એક બીજાના સાંધાછે, કે જે એકજ ગોહરમાંથી પેદા થાયછે. અગર જ માનાથી એક સાંધો દુ:ખાએ તો બીજા સાંધાઓને કરાર નહીં મલે. જો તું બીજા માણસના દુ:ખથી ગમગીન નહીં થાયતો તુંણે આદમીનું નામ આપવુ નહીં જોઇય—અથવા તુંણે માણસ કેહેવો નહીં જોઇય.

———o———

## હેકાયત ૧૧ મી.

ફક દુરવેશ કે જેની દુવા ખોદા પાસ કબુલ થાતી હતી તે બગદાદમાં * આવ્યો, તેની ખબર હોજાજ બેન યુશફ † ને કરી, જેથી તેને બોલાવ્યો અને કહ્યું કે મારે ખાતર એક ભલી દુવા ચાહ? (તે ફકીર) બોલ્યો કે ખોદા એનો જાન લેઇ લે. હોજાજ બોલ્યો કે ખોદાને ખાતર એ શું દુવાછે? ફકીરે જવાબ આપ્યો કે એ દુવા તારે તેમજ બધા મુસલમાનો ને માટે ભલીછે, નાતવાનને મારનારા, ઓ જોરાવર હાથના, તારા આ જુલમનુ બાઝાર કાંહાં સુધી ચાલશે?

તુંને તારૂં રાજ્ય શું કામ આવનારછે? તું માણસને દુ:ખી કરે તેના કરતાં તું મુવેલો ભલોછે.

---

ણસ જાતની ઉતપનતી એક જોડાંમાંથી થઇછે જેથી આપણે સઉકોઇ એક બીજાના બેસી હોઇએ તેમછે, તેમજ એક માણસના સાંધા પણ એકજ કતરો આબમાંથી વજુદદાર થયાછે. જો આપણા સાંધાઓમાંથી એક દુ:ખેતો બીજા તેને લીધે કરાર પકડી શકતા નથી ને તેઓ ગોયા એક બીજાના દુ:ખ સુખમાં ભાગ લેતા હોય તેમ લાગેછે, તેમ માણસોને પણ શજાવરછે કે એક બીજાના સુખ દુ:ખમાં ભાગ લેવો, અગર એમ નહીં કરેતો ખરી રીતે બોલતાં અવલની સગાઇ, અથવાતો ઇનસાનીયતપણુ ગુમ કરવા સરખુછે, અથવાતો તેવા નીરદય માણસને માણસ પણ કેહેવું યોગ નથી,

* "બગદાદ," એક નામીચા શેહરનુ નામછે. Bagdad: Former residence of the calipho.

† "હોજાજ બેન યુશુફ," ઇરાન શેહેરના એક પાદશાહનું નામછે. એ ઘણો જુલમગાર હતો, તેને મુસલમાનોના સઇઅદોને બેહદ મારી નાખ્યા હતા, એટલુંજ નહીં પણ તેઓને દિવાલમાં ચીની લીધા હતા.

## હેકાયત ૧૨ મી.

એક જુલમગાર પાદશાહે એક પરેજગારને પુછયું કે મારે માટે કાંઇ ભલી એબાદતછે? તેણે જવાબ આપ્યો કે તુંને અરધો દાહાડો યાને બપોરે સુવું ભલુંછે કે એટલા વખ્તમાં તું ખલકને આઝાર નહીં દેય. એક સતમગરને મેં નીમરૂઝ* સુતેલો જોઇ બોલ્યો કે એ જાલમીછે, ફ પર ઉંગ ચઢેલી ભલીછે, યાને તે શુતોછે તે બેહતર છે, જાગ્યા કરતાં તેનું સુવું ભલુંછે, અને ફવી તેની કંગાલ જીંદગી કરતાં તેને મોહત લાયકછે.

———o———

## હેકાયત ૧૩ મી.

શેખશાદી કેહેછે કે મેં સાંભલ્યુંછે કે એક પાદશાહે રાતને દિવશ માં૫ક મોજ શોખમાં ગુજારી હતી અને મસ્તીની બાહારમાં આમ બોલ્યો કેઃ—મને જાંહાંનમાં આ પલ જેવી બીજી કોઇ વધારે ખુશ હતી નહીં, કારણકે નેક અથવા બદનો મને કશો અંદેશો નથી, તેમજ કોઇનો ગમ પણ નથી. એક ભુખ્યો ફકીર સરતાપા † લગીન નાગો તેની હવેલીની નીચે થંડમાં શુતેલો હતો તે બોલ્યો કે—ઓ પાદશાહ દુન્યામાં તારા જેવો સકિતમાન બીજો કોઇ નથી. તે હું કબુલ કરૂંછું કે તુંને તારો પોતાનો ગમ નથી, તો શું તુંને હમારો ગમ પણ નથી? પાદશાહને તેનું બોલવું ખુશ લાગું જેથી હજાર દીનાર ‡ ની એક થેલી બારીએથી બાહેર કાહાડી બોલ્યો કે અય દુરવેશ તારી દામન § ધર. ફકીર બોલ્યો કે જામો નથી તે દામન કાંહાંથી લાઉ? રાજાને તેની નબલી હાલતપર જીઆદા દયા આવી જેથી તેમાં એક પોશાક ઉમેરી તેણી શારે મોકલ્યો.

ફકીર તે પૈસાને થોડા વખ્તમાં ખરચી ખાઇ પાછો આવ્યો—જેમ આશક દિલમાં તથા પાણી ચારણીમાં થરી સકતા નથી—તેમ માલ પરે

---

* "નીમરૂઝ," નીમ, અરધો, અને રૂઝ, દાહાડો—એટલેજે અરધો દાહાડો—બપોર. નીમરૂઝ, સીસ્તાનના શેહરના એક ભાગનુ નામછે.

† "સરતાપા," માથાથી તે પગ લગીન. From top to toe.

‡ "દીનાર," એક છરાંની સુન્નાના ચલની સિક્કાનુ નામછે, જેની કિમ્મત આશરે ૩૪ાા ની થાયછે.

§ "દામન," પોશાકનો છેડો—કોર.

જગારના હાથમાં રેહી શકતો નથી. જે વેળા પાદશાહને તેની દરકાર ન
હી હતી, તેવારે તેનો અહેવાલ કેહેયો. તેથી પાદશાહ ગુસ્સે થઇ તેનાથી
પોતાનું મોહોડું ફેરવ્યું—આ બાબતથી દાહાપણ તથા અનુભવવાલા શ
ખસો પાંમી ગ્યા કે આપણને પાદશાહોના ગુસ્સા અને ઓંજની સામે
સાવચ રેહેવું જોઇયં, કારણકે વારંવાર તેઓના વિચાર અગતના રાજદુવા
રી મામલામાં ગુતાયલા હોયછે; જેથી તેઓને નકામી રીતે હલકા લોકોને
ખાતર હરકત કરવી નહીં જોઇય—જે કોઇ ફુરસદના વખતની નેગાહ નહીં
રાખે તે પાદશાહની માયા નહીં મેલવે. જયાં સુધી તું વાત કરવાને લાય
ક વખ્ત જોય નહીં ત્યાં સુધી કાંઇબી આરૂ અતારૂ બોલી તારો મરતબો
કમ કરતો નો. પાદશાહે કહ્યું કે આ બેવકુફ ઉદાઉ ભીખારીને હયાંથી હાં
કી કાહાડો. કે જેણે આટલી બધી દોલત આટલા વખ્તમાં ગુમાવી નાખી
કે "**બીતે અલમાલ**"* માંથી ફકીરોને માટે ફક લુકમોછે, નહીં કે સેતાંનોના
ભાઇઓને + માટે ખોરાકછે—જે બેવકુફ દિવશે કપુરી રંગની બતી (યાને
મીનબતી) બાલેછે તેના રાતના દીવામાં તેલ નહીં હશે એવું તું જલદીથી
જોશે. વઝીરોમાંથી એક ભલી મસલતનો વઝીર બોલ્યો કે,, અય પાદશાહ
હું એમાં મસલત અથવા ફાયદો જોઉંછું કે આવા લોકોના પાલણ પોષ
ણને માટે ચોકશ લવાજમ હેલાયદો કરવો જોઇય, કે જેથી તેઓ ઉદાઉ
નહીં રેહે, પણ જે કાંઇ તુંએ ફરમાવ્યું તેતો એ લોકોને સદનતર બાતલ
કરવા સરખુંછે, કે જે પાદશાહની ખરી ઉદારતાની વિરોધછે—કે એકને મે
હરબાનીથી આશાવાન કરવો, ને તેનેજ પાછો નાઉમેદીથી નિરાશ કરવો ના
વેજબછે—તું પોતાની હજુર બખશીસનો દરવાજો ખોલી સકતો નથી—અ
ને જયારે ખોલેછે ત્યારે પાછો જોરથી બંધ કરેછે. ખારાં પાણીના ફીના
રા આગલ કોઇબી શખ્સ તરસિયાં હાજીઓને જમાવ થયલા જોશે નહીં,
પણ જયાં મીઠાં પાણીનો ચશમો હશે ત્યાં માણસનું, પક્ષીનું, ને કીડીનું
ટોલું તું જોશે.

---

* "બીતે અલમાલ," The temple of charity, ધર્મનો ખ
જાનો યાને ઇશલામીઓએ ધર્મ કરવાને માટે જમા કરેલો પૈસો, કે જે
માંથી ફકીરો તથા મુફલેસોને આશરો આપવામો આવેછે.

+ યાને કે જેઓ સેતાનની ખસલતના કામો કરેછે, તેવા લોકોને
સેતાનના ભાઇઓ કેહેવામાં આવેછે. ટુકમાં જેઓ ખરાબ, ઉદાઉ, લુચ્ચા,
બદીખોર, બેશરમી ઇત્યાદી હોય તેઓને જાણવા.

## હેકાયત ૧૪ મી.

આગલ પાદશાહોમાંથી એક પાદશાહે પોતાના દેશની રૈયતોપર (સંભાલ કરવામાં) સુસ્તી કીધી તથા લશકરને સખ્તીમાં રાખ્યું. બેશક જે વેળા કત્તા દુશમને મોહોડું બતાવ્યું, તે વેળા સર્વે જણા ફરી બેઠા, યાને પાદશાહને મદદ નહીં કરી—જો સીપાઈઓને તેઓનો દરમાઓ આપવા માં બખીલી યાને અફસોસ કરેતો તેઓ (અગતની વખ્તે) પોતાની તલવારપર હાથ નાખવાને નારાજી થાય. જો તેઓનો હાથ જમાનાથી યાને રોજી આપનારથી ખાલી હોયતો લડાઇની સફમાં (તેઓ) મરદાનગી શું કરી શકે? જે લોકો કે નીમખ હરામ થયા હતા, તેઓમાંના એકની સાથે મને દોસ્તી હતી, તેને મેં ઠપકો દેઇ કહ્યું કે એ ઘણુ હલકુ—નીમખહરામી ભરેલુ—નીચુ અને હક નહીં પિછાણવા સરખુછે કે સેજ હાલતમાં ફેર પડવાથી પોતાના કદીમ ધણીની ઘણા વર્ષની નેયામતને ભુલી જાઇ તેને તરક કીધો. તેને (દોસ્તે) કહ્યું કે અગર હું તુને (તેમ કરવાનું કારણ) જણાઉતો તું મને (આ ઠપકામાથી) માફ કરશે કેમકે મારો ઘોડો બાજરી વગર રેહેતો હતો, ને મારા જીનની બાલર ગીરવી હતી. ફક રાજા પોતાના લશકરને પગાર આપવામાં બખીલી કરેતો તેની ચાકરી તેઓ જીવથી દલેરી કરી—કરે નહીં. (Arabick) "એક જોરાવર માણસનુ પેટ ભરાયલું હોયતો તે જોરથી લડી શકેછે, પણ જો ભુખ્યો હોયતો નાશી જાયછે."

દિલાવર સીપાઇને દોલત આપ કે તે પોતનું સર આપશે, અગર જર આપશે નહીંતો તે પોતાનું સર આલમમાં ફેરવશે, યાને દુન્યામા પોતાનું તે ગુજરાન સોધી લેશે.

—o—

## હેકાયત ૧૫ મી.

એક વજીરને તેના ઓધાપરથી કાહાડી મેલ્યો, તે દુરવેશના ટોલામાં જાઇ મલ્યો અને તેનાપર તેઓની ભલી શોબતની અશર થઈ, કે જેથી તેના જીગરને નચિંતાઇ મલી હતી. પાદશાહે બીજીવાર તેણા ઊપર પોતાના દિલને ખુશ કરયું, અને તેને ચાહયો. અને તેને તેના ઓધાપર આવવાને ફરમાવ્યું, તે તેને નાકબુલ કીધું, અને કહ્યું કે ચાકરીમાં રેહેયા

કરતાં વગર ચાકરીએ રેહવું દાનાવો આગલ નેકછે—જેવો આસાએશના ખુનામાં બેશેછે, તેઓ કુતરાના દાંત અને માણસના મોહોડાંને બંધ કરેછે. તેઓ તેઓની કલમને ભાગેછે, કાગજને ફારેછે, અને તેઓ બદગુઇ કરનારાઓના હાથ અને જબાંથી છુટેછે. પાદશાહ બોલ્યોકે આ પુણે રાજ્યોનો કારોબાર ચલાવવામાં આપુણે પુરતું માન જોઇયછે. (વઝીર) બોલ્યોકે અય પાદશાહ માણસના પુરતા દાહાપણની નિશાણ એછેકે તે આ વાંજ કામોમાં ગુતાયલો નહીં રેહે. હોમા * પક્ષી બીજાં બધા પરંદાંઓ પર મરતબો ધરાવેછે, કારણકે તે હાડકા ખાયછે, ને બીજાં જાનવરોને ઇજા દેતું નથી.

---o---

## ઊપલી હેકાયતની મિસલ. †

**સિહાગુસને** ‡ પુછ્યું કે તુંને સિંહની § ચાપલુસીખોરી સોબત ધરાવાની શું અગત પડી? તેને કહ્યુંકે હું તેના શિકારમાનું રેહેલું ખાઊછું, અને ઘાતકી દુશમનને લીધે તેના છાયા તલે જીંદગી ગુજારૂછું. (લોકોએ) કહ્યુંકે જયારે તું તેના છત્રના આશરા નીચે આવ્યુંછે, અને તેની નેયામતના સોકરાના કબુલ કરયાછે, ત્યારે કાંય તું (તેની) આગલ આવતું નથી કે જેથી તે તુંને પસંદગી ભરેલાઓની મંડલમાં આમેજ કરે, અને તુંને રાજય અધીકારીઓમાંનો એક ગણે? તેને જવાબ આપ્યોકે તેના ઝનુની બવાશથી મને મારી સલામતીનો ભરૂશો નથી.

---

* જુવો નોટ શફે ૬ મે.

† મિસલ, Simile. બીજા ફારસી છપાયલા ગુલસ્તાનમાં એ મિસલને હેકાયત તરીકે ગણી પેહેલા બાબની હેકાયત બેતાલીસ કરીછે.

‡ "સિહાગુશ," Lynx, સીઆંહગોશ; બીલાડીની જાતનું પણ લાંબા (ખશુશ કાલા) કાનવાલું અને ટુકી પુછડીનું જાનવર.

§ ફારસીમાં "શીર" શબ્દનો ખરો અર્થ વાઘ થાયછે, પણ વાઘ સિંહ કરતાં ઉતરતોછે, માટે હયાં ખશુશ સિંહ લખ્યોછે, કારણકે જેમ માણસને માથે રાજાછે, તેમ સિંહ કુલે હેવાન માથે રાજાછે, તેનો અને ઉપર કહેલા પાદશાહનો મુકાબલોછે, કે જેવોના મરતબા સરખાછે.

અગરજો શો વર્ષ સુધી પારસી * આતશને રોશન રાખે, પણ જો એકવાર તેમાં પડેતો તે બલી મરે..

એવુંપણ બનેછે કે રાજાનો પ્રધાન કોઇવેળા દોલત પાંમેછે, ને કોઇ વાર પોતાનું માથુ ખોઇ દેયછે.

દાનાવોએ ફરમાવેલુંછે કે ઉડેલ તબિયતના પાદશાહોથી ખુબ સંભાલ રાખવી જોઇયછે, કેમકે કોઇવેળા સલામથી રંજીદા થાયછે, ને કોઇ વાર ભુડા વચનથી માનનો પોશાક આપેછે. અને બીજુ કહ્યુંછે કે ઠઠ્ઠા બાજીની ઘણી કાબેલીયત દરબારીઓમાંછે, અને દાનાવોની (ચાલમાં) તે એબ ભરેલુંછે—તું તારી ચાલચલણનો દરજ્જો સંભાલ ને ઠઠ્ઠા મશ્કેરી દરબારીઓને માટે રેહવા દેય.

———o———

## હેકાયત ૧૬ મી.

મારા દોસ્તોમાંથી એક મારી પાસ અન્ન વસ્ત્રને માટે ફર્યાદ કરતાં બોલ્યો કે ભુખમરો ખોસી શકાતો નથી, જેથી વારેઘડીએ મારા દિલમાં આવેછે કે પરદેશ જાઊ કે જહાં હરરીતે હું મારી જીંદગી ગુજારૂં, કે જેથી કોઇ મારૂં ભલું યા બુરૂં કાંઇ જાણે નહીં—ઘણા ભુખ્યા સુતેલાછે, પણ કોઇ જાણતું નથી કે તેઓ કોણછે. ઘણાએક જાન જાયછે, તેઓપર કોઇ જારી કરતું નથી. ફરી હું શત્રુઓના બુમાટાથી ડરૂછુ કે તેઓ મારી પીઠપાછલ મશ્કેરી કરી હસસે અને મારા કુંટુંબને પાલવાની કોતાઇને ખાતર મારી કોશીશપર દાગ લગાડી બોલશે કેઃ—જુવો તે બેશરમવાલાને, કે જે હરગેજ નેક બખ્તીનો ચેહેરો જોઇ નહીં શકયો. તેણે પોતાનું સુખ જોયું, ને બચ્ચાં ને ઓરતને સખ્તીમાં નાખ્યાં. મારામાં હિશાબનુ થોડું જ્ઞાનછે તે તું જાણેછે, માટે જો એક ચાકરી તારી મેહર

---

* પારસીઓને આતશ પુજનાર કરી જાણી ગબર જેવો હલકો અને ખરાબ શબ્દ લખ્યોછે, પારસીઓ આતશને પુજનાર નથી પણ **યજદાં**ને માનનારાછે જેમ ફીરદોશી લખેછેકેઃ—

નગુઇ કે આતશ પરસ્તાં બુદંદ,
પરસ્તંદેહ પાક યજદાં બુદંદ.

"એમ ના કેહેતા કે એ લોક (પારસીઓ) આતશ પરસ્ત હતા, પણ તેઓ પાક યજદાંને માનનારા હતા."

ખાનીથી મલેતો તે મારા મગજને સાંત કરવાનું સાધણ થાય, ને મારી
બાકી રહેલી ઉમરમાં હું તારો ઉપકાર માનવાને ભુલશ નહીં. હું બોલ્યો
કે અય બિરાદર પાદશાહોનો અમલ બેતરફ હોયછે, એકતરફ નાનની ઉ
મેદ, ને બીજી તરફ જાનની ભય, યાને કોઇવેળા પાદશાહ દોલત આપે
છે, તો કોઇવાર ગરદન મરાવેછે. ઉમેદને ખાતર ભયમાં પડવુ તે દાનાવો
ના વિચારમાં ઉલતુંછે–કોઇ દુરવેશના ઘરમાં આવી કેહેતું નથી કે જમી
ન અને બાગની મેહેસુલ આપ. તારે જોઇયતો (સારા વખતની) આતુરતા
રાખ તથા (હાલના) ગમથી રાજી થા, નહીંતો ક (દેહશતથી) કલેજાંને કા
ગડાને હવાલે કર. *

તે બોલ્યો કે તું આ સખુન મારી હાલતને લાયક થાય તેમ નહીં બો
લ્યો, ને મારા સવાલનો જવાબ નહીં આપ્યો. તેં નથી સાંભલ્યું કે જે કો
ઇ લુચ્ચાઇ કરેછે તેના હાથ હિશાબ કરતાં ધ્રુજેછે—સચ્ચાઇ જેછે તે ખો
દાતાલાની મેહરબાની મેલવવા સરખુછે, જેથી મેં કોઇને રાસ્તીના રસ્તાપરથી
ગુમ થયલો જોયો નથી. દાનાવોએ કહેલુંછે કે ચાર શખ્સ ચાર શખ્સથી ડ
રેછે—ખરાબ કામ કરનાર પાદશાહથી, ચોર ચોકીદારથી, જનાકારી કરનાર
બોહોતાન મેલનારાથી, અને વેશીઆ કોતવાલ (મોતેશબ)થી. જેનો હિશા
બ પાકછે તેની તપાસ થાય તેમા તેને શું બાકછે–તારા અમલમાં ફાલફુલી કર
તો ના, કે જયારે તુંને તે ચાકરીથી કાહાડી મેલે ત્યારે તારા દુશમ
નો તુંને દુઃખ દેવા શકિતમાન નહીં થાય. અય ભાઇ તું પ્રમાણિક રેહી
કોઇથી ડર નો, કેમકે મેલાં કપડાં ધોબી પથરપર ઝિકેછે. મેં કહ્યું કે આ
કોલાંની વાત તુંને બરોબર મલતી આવેછે–કે તેને દોડતું, પડતું અને
લંગડાતું જોઇ કોઇએ તેને પુછયું કે શું આફત આવીછે કે આટલી ધા
સ્તી કરેછે? તેને જવાબ આપ્યોકે તેઓ ઊંટોને ચાકરી માટે વેઠે પકડેછે.
તેઓએ કહ્યુંકે ઓ બેવકુફ તુંને તેઓ સાથ શું સંબંધછે તેમજ તુંને
તેઓ સાથ શું સરખાપણુંછે? તેને કહ્યુંકે ચુપ રેહયો, કેમકે હસદખોરાઓ ગર
જ અથવા અદેખાઇથી કેહેશે કે એ ઊંટછે, ને હું પકડાઇ જાઉ, તો પછી કો
ણ મારા છુટકારાને માટે એટલો ગમખાર થઇ મારી હાલતની તજવીજ

* તું તારા હાલપર સંતોષ પકડ, ને ખોદાના સુકરાના કર, કારણકે
પાદશાહની ખિદમતમાં દીનો રાત ધાસ્તીમાં રેહેવું તે ગોયા પેટમાં કલેજું
નહીં રાખ્યા બરોબરછે.

કરશે ? **એરાક** * શેહેરમાંથી પાવજેહર લાવે તેટલાંમાં તો સાંપનો કરડેલો મરણ પાંમે. જોકે તારામાં લાયકત તથા ચંચલાઇછે, તોપણ અદેખાઓ છુપાનમા ભરાયલાછે, અને દુશમનો ખુનામો બેઠલાછે, તેઓ જો તારા ભલા સ્વભાવથી નારાજી થાશે તો તું પાદશાહની નતરાજી મેલવશે, અને તેના ગુસ્સાનો ભોગ થઇ પડશે, ત્યારે કોણ તારી તરફથી બોલવાને શકિતમાન થાશે ? તેટલા માટે હું મસલત એવી જોઉછું કે તું સંતોષના મુલકને કબુલ કર, ને રાજયમા મોટાઇ મેલવવાનું છોડી દેય, કારણ કે દાનાવોએ કહેલું છે કેઃ—દરીઆમા નફાની ચીજો ઘણીછે, પણ જો સલામતી જોવી હોય તો કીનારાપરછે. મારો મિત્ર આ સખુન સાંભલી નારાજી થઇ—ગુસ્સે થયો, અને ક્રોધ ભરચા શબ્દોથી બોલ્યોકે, શું એમાંજ બધી દાનાઇ, અકલ, શમજ ને રીતીછે ? હકીમોએ કોલ કહ્યોછે તે વાજબીછે કેઃ—(બેત) દોસ્ત બંદીખાનાને વખ્ત કામ આવેછે, કેમકે સુફરાપરતો દુશમનોબી દોસ્ત જેવા માલમ પડેછે—તું તેને તારા દોસ્ત તરીકે ના ગણતો કે જે આબાદાને વખ્ત પોતાના પ્યારની, ભાઇચારાની, અને મોહોબતની ગરૂરી કરતો હોય. હું દોસ્ત તેને જાણુંછું કે જે ગરીબાઇ અને દુઃખદાહમાં પોતાના મિત્રનો હાથ ધરે. મેં જોયું કે તે પોતાના વિચારમાં મકમછે, અને મારી નશિયતને (ચાકરીના અટકાવ) તરીકે શમજીયોછે, તેટલા માટે હું શાહેબ દીવાન યાને મોહોસુલદાર પાસ ગયો, કેમકે હમો બંને વચે આગલની મિત્રાચારી હતી. મેં તેને તેની સ્થિતિની વાત કહી, જેપરથી તેને એક નાધલી ચાકરી તેને આપી. થોડા દાહાડા તેપર ગુજરયાબાદ તેની આબરૂની લિયાકત તેઓએ જોઇ, તથા તેની તદબીરને પુરતી રીતે પસંદ કરી. તેનું કામ તે કરતાં વધ્યું, યાને તેને સારી જગ્યા મલી અને તેને વધારે મોટો મરતબો મલ્યો. તેના નસીબનો સેતારો બુલંદ થયો, તે એટલાવેર કે તે પોતાની ખાહેશની ઊંચાઇએ પુગો, અને પાદશાહનો માનીતો થયો.

Arabick–" An object of general admiration, and the confidant of illustrious personages."

---

* "અરાક," ઇરાનમાં એક પ્રાંતછે, જયાં પાવજેહર અથવા મુમીઆઇ દવા બનાવામાં આવેછે. એ દવામાં એવો ગુણછે કે જો સાંપના કરડેલા જખમ, યાતો ભાગેલા હાડકાંપર તે ચોપડી હોયતો તે રૂજ આવેછે. એ દવાને કેટલાએકો નોસ દારૂના નામથીબી ઓલખેછે.

હું તેના આબાદ હાલથી ખુશી થઇ બોલ્યોકે:– તું તારા કામને માટે બેચેન નો રેહેતો, તથા તારાં દિલને દુઃખી નો કરતો, કારણકે "**આબે હીવાન**" * અથવા આબે હયાતબી કાલી જમીનપરછે. વખ્તના ફરવાથી તું ગમગીન બેશ તો ના, શબબકે શબર કવડીછે, લેકીન તેનું ફલ મીઠુંછે + મને તે મુદતમાં મારા બધા દોસ્તદારો સાથ મક્કે હજ કરવા જવું પડયું. જયારે હમો હજ કરી પાછા ફરયા ત્યારે તે બે દાહાડાની મંજલપર મને સામો મલવા આવ્યો. તે દુરવેશનાં કપડાં પેહેરી હાલતે પરેશાન થયલો દેખાયો. મેં પુછયું કે તારો હાલ એવો કેવો? તેને જવાબ આપ્યો કે તુંએ જેમ કહ્યું હતું તેમ કેટલાએક શખ્સોએ મારી અદેખાઇ કીધી, અને મારાપર લુચ્ચાઇનું બોહોતાન મેલ્યું, તે બાબેની પાદશાહે કાંઇબી તલાશ કરાવી નહીં અને મારા કદીમ દોસ્તો તથા મયાલું સાથીઓ સચ્ચાઇના સખુનો બોલવાથી ચુપ રેહી, મારી લાંબા વખ્તની મ્હોબત ભુલી ગ્યા.

જે કોઇ પરમેશ્વરની મરજીથી પડી ભાગેછે, તેના સરપરથી સઉકોઇ ચાલી જાયછે. ‡ જો જયારે નસીબ તેને યારી આપેછે તો, (બીજા લોકો) છાતીપર હાથ ધરી તેની વખાણ કરેછે. ટુકમાં મને આ હફતા તલગ ત રેહવાર રીતે હેરાન કરી બંદીખાને નાખ્યો હતો, પણ જયારે હાજીઓના સલામત આવવાની ખુશ ખબર મલી ત્યારે મને છોડી મેલ્યો, અને મારા વારસાની પુજી છીનવી લીધી. (તે સાંભલી) હું બોલ્યો કે તું

* "આબે હીવાન, યા આબે હયાત," અમર્ગ જીંદગીનું પાણી. ઇસલામી લોકોમાં એવી હકીકત મેસહુરછે કે **જોલમાત** નામની જગ્યા (જે તદન કાલીછે) પર અમર્ગ જીંદગીનું પાણી આવેલુંછે. જયાં એકવાર **સિકંદર** નામનો શખ્સ **ખેજર** નામના એક પેગંબરને લેઇ ગ્યો હતો. ત્યારબાદ બેહદ શખ્તીથી સિકંદર આબેહયાતનું પાણી એક કુજામો લાવ્યો, જેમાંથી પેલા બુધા **નબીએ** થોડું પાણી પીધું, અને બાકીનુ પેલા શખ્સને માટે રાખ્યું, પણ એટલામાં અકસમાતથી પેલો કુજો ભાગી ગ્યો, અને સિકંડરના પીવામાં તે પાણી નહીં આવ્યું, જેથી પેલો પીર પેગંબર આજવેર હયાત રહેયોછે, ને તે મરણ પાંમેલોછે.

+ Patience is bitter but the fruit is sweet.

‡ જે કોઇ ખોદાથી ધીક્કારાયછે, તો તે બીજા બધા લોકોથી હરમાર થાયછે.

એ તે વેળા મારી સુચનાપર લક્ષ નહીં આપ્યું, કે પાદશાહોની ચાકરી દરીઆની સફર માફક નફા ભરેલી તથા ભય ભરેલીછે, કે દોલત મે ળવાય, યાતો મોજામાં તનાઇ જવાય—વેપારી દોલતને બે હાથે કીનારા પર લાવેછે, યાતો મોજો તેને કીનારાપર મુવેલો ઘસડી લાવેછે. તેના અંદર ખાનેના જખમને વધારે ગાહેલ કરવા તથા તેપર નીમક છાંટવા મેં નાદરૂસ્ત જોઇ આ (નીચલા) બે બેતથી મેં તે તમામ કરયું—અ ને બોલ્યો—તું જાણતો નથી કે જો તું મનુષ્ય જાતની શિખામણ સાં ભલશે નહીં તો તું તારો પગ બેડીમા જોશે. બીજી મરતબે જો તું વિછુનો દંખ ખમવાને અશકત હોયતો તેના દરમા હાથ ઘાલતો ના.

---

## હેકાયત ૧૭ મી.

કેટલાએક શખ્સો સાથે મને દોસ્તી હતી, જેઓનો બાહેરનો દેખા વ નેકી ભરેલો હતો. એક મોટું માણસ તે ટોલા વિષે ઘણું ઉંચુ મત ધરાવતો હતો, અને તેઓના (પાલણ પોષણને માટે) દરમાયો મુક રર કીધો હતો, પણ તેઓમાથી એક ફકીરોના હાલને નાલાયક લાગે તેવી કાંઇ હરકત કીધી, જેથી પેલા શખ્સનો વિચાર બદલાઇ ગયો અ ને તેઓના બાઝાર યાને રોજીને નુકસાન પુગું. એવુ જોઈ મેં ધાર યું કે કોઈબી રીતે તેઓની ગયલી રોજીનુ બાઝાર પાછું ખોલવું ક રાવું. મેં તે શાહેબની ખિદમતમાં જવાનો ઇરાદો કીધો, પણ પોરાગીરે મને અપમાન ભરેલી રીતે માહે જાતો અટકાવ્યો. મેં તેને માફ કી ધો કારણ કે દાનાઓએ ફરમાવેલું છે કે—ભલામણ વગર અમિર-વજીર, અને સુલતાનના દરવાજા પાસ ભટકતો ના, કેમકે કુતરો અને દરબાન તુંને ગરીબ જાણી, દરબાન તારૂં ગીરેબાન અને કુતરો તારી દામન ધ રશે. તે મોટા માણસના થોડાએક ખિદમતગારો મારા હાલથી વાકેફ થઈ મને માન અકરામથી અંદર લેઈ ગયા, અને મારી બેઠક ઉંચો જ ગ્યાપર કીધી, તોપણ હું નમનતાઇથી નિચે બેઠો, ને બોલ્યો કે મને મા ફ કરો, કાંયકે હું એક હલકો બંદો છેઉ, વાસ્તે મને ખિદમતગારોની હારમાં બેશવા દેવો. (એક જણ બોલ્યો કે) આ ખોદા એ શી વા ત? અગર તું મારા સર અને આંખપર બેશે તોબી હું તારી દિલદા રી કબુલ કરૂં, કારણ કે તું પ્યાર ભરયોછે. ટુકમાં હું તેપર બેઠો અને

જુદી જુદી બાબદપર વાત કરવા મંડયો, કે જયાં સુધી મારા દોસ્તદારોના બી ગાડની વાત વચે આવી ત્યાંસુધી, અને બોલ્યો કે—બખ્શીસ કરનાર શાહેબે શું ગુન્હા જોયેછે, કે પોતાની આંખમાં બદો ધિક્કાર ભરેલો માલમ પડયો? ફકત ખોદાનેજ મોટાઇ અને ઉદારતાઇ છાજેછે કે તે તેનો (ઇનસાંનનો) ગુન્હા જોયછે, તોપણ તેને ખાવાને રોટલી આપેછે. તે મોટા માણસ ને આ બોલવુ પસંદ પડયું અને મારા દોસ્તદારોની પાલણ પોષણની ચીજો આગલ મિસાલ બનાવવાને ફરમાવ્યું, મેં તેની ઉદારતાની વ ખાણ કરી અદબથી જમીન ચુંમી યાને નમ્યો, મારી બેઅદબીની મા ફી માગી, અને બાહેર આવતી વેળા હું આ સખુનો બોલ્યો:—જેમ મક્કાની એબાદતગાહ જયારે આપણી હાજતોને પુરી પાડનારીછે, ત્યા રેજ હજારો મંજલપરથી લોકો તેણે જોવા જાયછેની. તેટલા માટે તું ને હમારા કાલાવાલા કબુલ કરવા જોઇયેછે, કારણકે ફલ વગરના ઝાડ પર કોઈ પથરો નાખતું નથી.

———o———

## હેકાયત ૧૮ મી.

એક પાદશાહજાદો પોતાના બાપના વારસાની મોટી દોલત પાંમ્યો. તેને બખ્શીસનો હાથ ખોલી દાદભરી સખાવત કરી, અને રૈયત તથા લશકરને બેહદ દોલત આપી.—ખુશબુની બનાવેલી તરાઇમાંથી વાસ આ વતો નથી, પણ જો તેને આતશપર મેલી હોયતો તેમાંથી અંબરની સુગંધ આવેછે. બુજરગી જોઇતી હોયતો બખશીસ કર, કેમકે દાના છાં ટયા વગર અનાજ પાકતો નથી. દરબારીઓમાંથી એક જણે બે વિચા રે તેને સલાહ આપવાનું શરૂ કીધું, કે આ દોલતને આગલા પાદશા હોએ જેહમતથી જમા કીધીછે, અને અગતને માટે ભરી રાખીછે, વાસ્તે આ કામથી હાથને ખાંચ કેમકે આફત આગલછે અને દુશમન પાછલછે, જેથી એવું નહીં બને કે તું ગર્જને વખ્તે નાચાર થાય. અગરજો તું તારો બજાનો લોકોપર બખ્શીસ કરે તોબી તેમાંથી દર એકને ભાગે એક સુનાની રતી પણ નહીં આવે. શા માટે તું દરએક જણા પાસેથી એક જવ સુનુ લેતો નથી કે જેથી દરરોજ તુને ખ જાનો મલશે? પાદશાહજાદો તે સખુનથી ગુસ્સે થયો, શબબ કે તે તેની અકલમાં ઉતર્યું નહીં, અને બોલ્યો કે—અમર અને મોટા ખોદાએ મ

ને આ પ્રજાનો રાજા બનાવ્યોછે, માટે ખરચુ ને ખાઉ, (કેમકે) હું કાં ઇ દોલતનો રખેવાલ નથી કે તેની સંભાલ કરૂં. કારૂન * કે જે (બખીલાઇથી) ચાલીસ ઘર ભરી ખજાનો રાખતો હતો (તે મુવો) ને નાશ થયોછે, પણ નોશીરવાન કે (જે અદલ હતો તે) મુવો નથી પણ નેક નામ પાછલ મેલી ગયોછે.

---

## હેકાયત ૧૯ મી.

એવું કેહેવાયલુંછે કે નોશીરવાન અદલના શિકારગાહમાં એક શિકારના કબાબ કરતા હતા અને કાંઇ નીમક હતું નહીં જેથી એક ગુલામ ને થોડું લાવવા માટે ગામડાંમાં મોકલ્યો. નોશીરવાંને કહ્યું કે નીમક વગર કિમ્મતે લાવે નહીં, કે જેથી એવો રેવાજ ચાલુ થાય નહીં, અને ગામડું ખરાબ પણ ન થાય. તેઓએ કહ્યું કે આટલાથી શું નુકશાન થાશે? પાદશાહ બોલ્યો કે પ્રથમ જાહાંનમાં જુલમનુ બુન થોડું હતું, પણ નવા આવનારાઓએ તેમાં વધારો કીધો તે એટલા સુધી કે તે હાલની કિસમે પોહોચ્યોછે. અગર પાદશાહ રૈયતના બાગમાંથી (મફત) એક સેપ તોડી ખાયતો તેના ખિદમતગારો ઝાડને તેના મૂળ સુધાં ઉખેડી નાખે—તથા જો રાજા સતમથી પાંચ ઇંડાં લેવા કબુલ રાખેતો, તેનુ લશકર હજારો મરઘીઓને સીકપર ભુજી ખાય—અધર્મ યા બુરો મરણ પાંમેછે, પણ તેપર (લોકોનો) ધીતકાર સદા રેહેછે.

---

## હેકાયત ૨૦ મી.

મેં એક જુલમગાર વિષે સાંભલ્યુંછે કે તેને પાદશાહનો ખજાનો ભરવા માટે રૈયતના ઘરોને ખરાબ કીધાં અને દાનાવોની કહેલી નશિયતથી નાવાકેફ રહ્યો—જે કોઇકે ખલકના લોકોનુ દિલ મેલવવા ખાતર ખોદાને † ઇજા દેય, તેની જીંદગી લેવા માટે ખોદાતાલા તેજ લો

---

* "કારૂન," બેહદ માલ અને દોલત રાખતો હતો, અને બખીલાઇમાં મસહુર હતો.

† ખોદાતાલાના ફરેમાનથી ઉલતો ચાલે અથવા તેની પેદાએસને દુઃખ દેય, તે ગોયા તેને દુઃખ દેવા બરોબરછે.

કોને તેની સામે ઉભા કરેછે. દુઃખી જીગરમાથી જેવી ગરમ હાય નીક ળેછે તેવી કાતીવાળા રૂનાં બળતાંમાંથી નીકલતી નથી—તેઓએ કહેલું છે કે સિંહ સર્વે જાનવરોનો રાજાછે અને ગધેડું સઉ કરતાં હલકુંછે, પણ અકલમંદો એકમત થયાછે કે સિંહ માણસને મારી નાંખે તે કર તાં બોજો ખેંચનાર ગધેડુ ભલુંછે. ગરીબ ગધેડુ અગરચે સમજ વગ રનુંછે, પણ તે બોજો ખેંચવાને માટે કિમ્મતીછે.

માણસ પોતાના જાત ભાઈઓને દુઃખ દેય તે કરતાંને બોજો ખેંચનારાં ગધેડાં ને ગાયો ભલાંછે. પાદશાહને તેની નાલાયક ચાલની થો ડી ખબર પડી જેથી તેને સકંજામાં દાબી તરેહવાર રીતે દુઃખ દેઈ મારી ના ખ્યો. જહાં સુધી તું પાદશાહની પ્રજાનુ હેત મેલવશે નહી ત્યા સુધી તું પાદશાહ ની પસંદગી પાંમનાર નથી. તું ચાહે કે ખોદા મારાપર મેહરબાન થાય–તો તું તેની ખલકનુ ભલુ કર. સતમ જોયલાઓમાથી એકજણ તેની આગલથી (યાને જયારે તેને મારી નાખતા હતા ત્યારે) ચાલી ગયો ને બોલ્યોઃ જબલાઓ બાજુના કુવતથી તથા રાજ્ય અધિકારની સત્તાથી લોકોની માલમત્તા અમરતી લેઈ લેતા નથી. જો તું કઠણ હાડકુ ગરી જવાને સકિતમાન હોય પણ જયારે તે દુંટીમાં જાશે ત્યારે પેટ ચીરી નાખશે.

---o---

## હેકાયત ૨૧ મી.

એક જુલમગાર વિષે તેઓ વાત કહેછે કે તેને એક પરેજગાર શખ્સ ના સર ઉપર પથર માર્યો. તે ફકીરમાં તેનું વેર લેવાની તાકાત હતી નહીં, જેથી પોતાની પાસે તે પથરને રાખ્યો–જયાં સુધી કે પાદશાહ તે સરદાર પર ગુસ્સે થયો, અને તેને એક ચાહમાં નખાવ્યો તે વેળા પેલો દુરવેશ (પો તાનું વેર લેવા) બાહેર પડયો, અને પેલો પથર તેના માથાંપર માર્યો ? તે સરદાર બોલ્યો કે તું કોણછે, અને આ પથર સાનેમાટે મારા સરપર માર્યો ? ફકીર બોલ્યોકે હું તે એ છેઉ અને આ પથર તે એ છેકે જે તુએ ફલા ની તારીખે મારા સરપર માર્યો હતો. (તે સરદારે) કહ્યુંકે આટલા દાહા ડાવેર તું કાંહાં હતો ? ફકીર બોલ્યો કે હું તારા મરતબાથી ડરતો હતો, પણ જયારે મેં તુંને ચાહમા પડેલો જોયો ત્યારે મેં મારૂં વેર લેવાને આ તક લીધી.

જો કદાચ હલકો પુરૂશ શ્રીમંત હોયછેતો તેનાથી દાનાવો દુરી અખ ત્યાર કરેછે—(યાને તેને માન આપતા નથી.) જયારે તારીપાસ (કાંઇ ચી જ) ચોરવાને નખ તેજી નહીં હોયતો ધારકીઓ સાથ તંતો નહીં કરવો ભલેછે. જેકોઇ, લોખંડ (સંગીન)ની બાજુ અને સખત પંજાવાલા સાથે લડેતો તે પોતાનો રૂપેરી (નાજુક) હાથ ભાગી નાખે. જમાનો તેના હા થો બાંધે ત્યાંસુધી થોભ, પછી દોસ્તીની ખાહેશ પ્રમાણે તેનું ભેજુ તું બાહેર કાહાડજે.

---

## હેકાયત ૨૨ મી.

એક પાદશાહને એક કફોરૂ દરદ હતું, જેનું બયાન કેહેવા જોગ ન થી. ઘણાએક યુનાની હકીમોએ કબુલ કર્યું કે એ દરદનો બીજો કાંઇ ઇલાજ નથી, પણ કોઇ માણસનું ચોકસ ખાસીયત વાલું પિત્તછે. પાદશા હે તેવા કોઇ માણસને શોધી કાહાડવા ફરમાવ્યું. યુનાની હકીમોના કેહેવા પ્ર માણે તેવીજ ખાસીયત ધરાવનારા એક ગામડીઆના છોકરાને તેઓએ શોધી કાહાડયો. રાજાએ તેના માબાપને બોલાવ્યા, અને ઘણીએક દોલત આપી (પોતાના છોકરાને મારી નાખવા) કબુલ કરાવ્યું; અને વલી કાજીએ ફતવો આપ્યોકે પાદશાહની તંદરોસ્તીની સલામતી ખાતર રૈયતમાંથી એકનું ખુન રેરવું ભલું હતું (છે.) જયારે જલાદ તેને (છોકરાને) મારી નાખવા તૈયાર થયો ત્યારે તે છોકરો આસમાન ભણી મોહોડું કરી હસીયો. પાદશાહે પુછ્યું કે આવી હાલતમાં હસવાનું શું કારણછે? તેને જવાબ આપ્યો કે બચ્ચાંઓ પ્યાર ખાતર માબાપ તરફ જોયછે, કાજી પાસ ફર્યાદ લેઇ જાયછે, અને પા દશાહોથી દાદ ચાહેછે પણ હમના વિચીત્ર દુન્યાની લાલચથી માબાપે મને મારી નાખવાને શોંપ્યો, કાજીએ ઉલતું શમજાવ્યું, અને પાદશાહે મારી હલાકીથી પોતાની તંદરોસ્તી ચાહી, તે વેળા મને ખોદાતાલા સિવાય બી જા કોઇનો આશરો નથી, શબબકે હું કોણની પાસ મારી ફર્યાદ લેઇ જા ઉ; ને જો ફર્યાદ તારી પાસે લાઊંઅતો તે તારી વિરૂધ થાયછે.

તેના સખુનો સાંભલીને પાદશાહનું દિલ કમકમ્યું, આંખ પા ણીમાં ભરાઇ ગઇ અને બોલ્યોકે એક બીન તકસીરવારને મારી નાખવા કરતાં મારી હલાકી ભલીછે. તેના સર ને ચશમપર બોશા લેઇ તેને બગલ માં ધરયો, તેને ઘણીએક દોલત આપી અને છોડી મેલ્યો. તેઓ કહેછેકે

તેજ હપ્તામાં પાદશાહનું દરદ દફે થયું. એને મલતી એક બેત માહાવત નાએલ * નદીના કીનારાપર બોલતો હતો તે મેં યાદ રાખીછેઃ—

તારા પગ તળિયે કીડીછે તેની હાલત વિષે તું અંજાનોછે, પણ હાથીના પગ નીચે તું તારો તેવો હાલ જાણ.

———o———

## હેકાયત ૨૩ મી.

**અમરોલિસના** † ગુલામોમાંથી એક ગુલાંમ નાશી ગ્યો, જેની પાછળ એક જણ ગ્યો અને તેને પાછો (ધરી) લાવ્યો. વઝીરજો તેના ઉપર ધિક્કાર હતો, જેથી તેને મારી નાખવાને ભલામન કરી, કે જેથી બીજા ગુલામો એવી હરકત કરે નહીં. ગુલામે અમરોલિસની આગલ સર જમીનપર નમાવ્યું, અને બોલ્યોકિ જેકાંઇ તુંને પસંદ આવેલું મારા સરપર થાશે તે લાયકછે (કેમકે) ખોદાતાલાના હુકમની સાંમે બંદો શું દાવો કરી શકે. તોપણ જોકે હું તારા ઘરની નેયામતમાં ઉછરેલોછું, તેથી હું એવું નથી

---

* "નાએલ," (Nile) એ નદી ઇજીપ્ટમાં આવેલીછે. ઇજીપ્ટમાં પરસાદને બદલે એ નદી દર સાલ પોતાની મેલે ઊભાયછે, જેથી તમામ શેહેરમાં પાણી ફરી વલેછે, પછી જયારે તે ચહેલું પાણી ઉતરી જાયછે ત્યારે પુષ્કલ કાદવ કચરો થરી રેહેછે તેમાં વાવની કરેછે જેમાંથી સર્વે ખોરાકની ચીજો ઉતપન થાયછે. એ નદીનું મૂળ શોધવામાં બાહાદુર ડાકટર **લિવિંગસ્ટને** પોતાની જીંદગી થોડી મુદત થઇ ખોઇછે. નાચલો ઇંગ્રેજી ફકરો **રેસલસના** હિત્યાશમાંથી લીધોછેઃ—Two principal streams unite to form the Nile,—the Abiad or White Nile, and the Axrek or Blue Nile: the sources of the Abiad are in the mountains of the Moon; the Azrek rises in the mountains of Abyssinia. The Nile is by personification called the Father of Waters, because its inundations, caused by the heavy annual rains within the tropics, compensate the scarcity of rain in Egypt. It fertilises the plains of that country, not only by supplying them with moisture, but also by covering them with a rich deposit of mud.

† "અમરોલિસ," એક પાદશાહનું નામછે.

પ્રચ્છતોકે તું કેયામતને દાહાડે મારા લોહીનો તકસીરવાર થાય. અગરજો તું બંદાને મારી નાખવા ચાહાતો હોયતો, તું કાયદાની રૂએ મારી નાખ, કે જેથી તું કેયામતને દાહાડે સજા ભોગવે નહીં. પાદશાહે કહ્યું કે હું તેનો ચારો શી રવેશ કરૂં? તેને કહ્યું કે જો તું મને રજા આપેતો હું વઝીરને મારી નાખું, ને તેના બદલામાં તું મને મારી નાખવાને ફરમાવેતો તે મને મારી નાખવું હકવાજબી ગણાય. પાદશાહ હસીયો ને વઝીરને પુછ્યું કે એમાં તારી મસલત શું છે. વઝીર બોલ્યો કે અય શાહેબ તારા પદરની કબરના **બલિદાન** *ખાતર એ હરામજાદાને છોડી દેય કે જેથી મનેબી બલામાં નાખે નહીં (વઝીર બોલ્યોકે) ગુન્હા માહારાથીછે કે મેં દાનાવોના કોલને બોતેબર નહીં ગણ્યો કે:—દુશમનના મોહપર તું તીર મારેતો સંભાળજે કે તું તેની નિશાણમાં નહીં આવી પડે.

———o———

## હેકાયત ૨૪ મી.

**જુજન** † પાદશાહ પાસ ભલી ખાસીયતનો અને મયાલુ સ્વભાવનો એક વઝીર હતો, કે જે દરએક જંણને પોતાની હજુરમાં સારી રીતે ગણતો હતો, અને તેઓની ગરહાજરીમાં તેઓને માટે ભલુ બોલતો હતો. બનાવ એવો બનીયોકે તેનું એક કામ પાદશાહની નજરમાં નાપસંદ આવ્યું, જેથી તેને દંડ કીધો અને શિક્ષા કરવાને ફરમાવ્યું. પાદશાહના સરદારો તેની આગલી નેયામતના આભારી હતા જેથી તેનો ઉપકાર બતાવવાને ખાતર જે વેળા તે બંદમાં હતો ત્યારે તેની સાથ મેહરબાની તથા મયાથી વરત્યા, અને કશી વાતની જાબતી અથવા ધિક્કાર બતાવ્યો નહીં.

દુશમન તારી પીઠ પાછલ બદગુઈ કરતો હોય ને તેની સાથ જો તું સુલ્લાહ રાખવા ચાહાતો હોયતો તું તેની તેના મોહાડાપર વખાણ કર. દુષ્ટ માણસના મોહોમાંથી નીકલતા કડવા શબ્દોને તું નહીં (સાંભલવા) ચાહાતો હોયતો તું તેનાં મોહોડાંને મીઠું કર. તે પાદશાહના કેટલાએક

---

* "બલિદાન," offering or presenting a sacrifice or other oblation.

† "જુજન," એક પાદશાહનું નામછે.

બાહાનાં અથવા વાંકમાંથી મોકલો થયો, પણ બાકીના (વાંક)ને માટે કેદમાં રેહેયો.

પડોશના પાદશાહોમાંથી એકે છુપી રીતે તેના ઉપર પેગામ મોકલ્યો અને લખ્યું જે તે તરફના પાદશાહે મોટાઇની કિમ્મત નહીં જાણી અને તુંણે અપમાન લગાડયું. આવા તેવા (યાને તારા જેવા) ધ્યાનવાલાની (ભવિસ્ય બુદ્ધિને ખોદાતાલા આબાદ કરે.) અગર તે (યાને તું) + મેહરબાનીથી હમારી તરફ જોય (યાને હમોને આવી મલે) તો હમો હમારી બનતી કોશીસથી તેને (યાને તુંને) સુખ આરામ બતાવવાને મેહનત કરીશું (અને) તેના (યાને તારા) દેખાવ અથવા દીદારથી આ તરફના રાજ્ય કર્તાઓ માન ભરેલા થાશે માટે તેઓ પોતાના કાગજના જવાબની અધીરાઇથી આશા રાખેછે.

વઝીર તે પેગામની મતલબ સમજી ગ્યો, અને પોતાની ધાસ્તીનો વિચાર કરી કાગજની પછવાડે મસુલત જોઇને મુખ્તેસર જવાબ લખી મોકલ્યો. પાદશાહના ખિદમતગારોમાંથી એક જણ તે ખીનાથી જાણીતો થઇ પાદશાને તેની ખબર આપી કે જેને તુંએ બંદીખાને નાંખ્યોછે, તેને પડોશના પાદશાહ સાથ કાગજ પતરનો વેહેવાર રાખ્યોછે. (તે સાંભલી) પાદશાહ ગુસ્સે થઇ તે વાતની જોશતેજો કરવાને ફરમાવ્યું, તેઓએ કાસદને પકડયો, ને તે કાગજ વાંચ્યું જેમાં લખેલું હતું કેઃ—માહ પુરૂષના વિચારો બંદાઓની હુશીયારી કરતાં સરસ હોયછે, જેથી જે માગણી તુંએ કરી તે કબુલ કરવી મુસકેલછે; કારણકે આ બુજરગવારના ઘરના નેયામતમાં હું પલાયોછું તે પાલણ કરનારાના વિચારમાં શેજ ફેર પડવાથી હું નીમખ્ખહરામ નહીં થાયું. દાનાવોએ કેહેલુછે કે જેને તારાપર હમેશાં મેહેરબાની કીધી હોય તે જો કદાચને તુંને તારી જીંદગીમાં એકવાર ઇજા દેય તો તું તેને માફ કરજે.

---

* એક માણસ વાંક કરેછે, ને જયારે તેની તલાસ થાયછે ત્યારે તે હર રીતે તેને છુપાવવાને બાહાના કાહાડેછે, પણ છેલ્લે અંતે જયારે કાંઇ બાહાના રેહેતાં નથી ત્યારે જુઠાઇથી ગુન્હામાં સપડાઇ જાયછે.

+ ઇંગ્રેજીમાં તેમજ બીજી ભાષાઓમાં જયારે એક મોટા માણસને તેને વિષે લખવું હોયછે તો તેને બીજો પુરૂષ (Second person)ને બદલે ત્રીજો પુરૂષમાં (Third person) લખેછે તેમ પેલા વઝીરને માટે લખ્યુંછે તે જાણવું.

પાદશાહને તેની ઇમાનદારી પસંદ આવી (જેથી) તેને નવાજયો ને (માનનો) લેબાશ આપ્યો, તથા તેથી માફી ચાહી બોલ્યોકે મેં ભુલ કરી તુંને બેગુન્હા ઇજા દીધી. (વઝીરે) જવાબ આપેોકે બંદો તુંને આવી હાલતમાં તકસીરવાર જોતો નથી પણ એ તે ખોદાતાલાનો લેખ હતો કે મારાપર અવરદશા પડે તે તું જેવા હમેશાના મયાલું ને મેહેરબાની કરનારાના હાથથી મુજ બંદાપર પડી તે વધારે બેહત્તરછે.

માણસજાતથી તુંને દુઃખ મલેતો તું તેનો આપ્રસોસ નો કરતો, કારણકે તેઓથી દુઃખ યા આરામ મલતા નથી પણ જાણકે દોસ્ત અને દુશમનનું ઊલતાપણું દાતારથીછે, શબબ કે બંનેના દિલો તેના અખત્યારમાં છે. અગરજો તીર કમાનમાંથી છુટેછેતો ડહાયો તીર મારનારની સાંમે જોયછે.

---

## હેકાયત ૨૫ મી.

અરબસ્તાનના પાદશાહમાંથી એકે કહ્યું કે ફલાનાનો પગાર જીયાદા કરે, કેમકે તે સદા હાજર રેહી પોતાની ખિદમત અદા કરેછે; ને બીજા દરબારીઓ ખાવા પીવામાં મસગુલછે જે. તેને લીધે પોતાની નોકરી બજાવવામાં બેપરવાછે. એક કામેલ શખ્સ આ રીતનું સાંભલી બોલ્યોકે મેહેરબાન અને સર્વે સક્તિમાન શાહેબની દરગાહમાં બંદાઓના મોટા મરતબા આ મિસલછે.

અગર કોઇ પાદશાહની નોકરી બે દાહાડા કરેતો ખચીત ત્રીજે દાહાડે તેનાપર મેહેરબાની ભરેલી નજર રાખે. સાચ્ચા પુજારીઓને ઉમેદછે કે તેઓ હકતાલાના દરવાજા અથવા ઊંબરપરથી નાઉમેદ ફરનારા નથી.

હુકમ બજાવવો અથવા તાબે રેહવામાં મોટાઇછે, (અને) નાફરમાની કરવામા નાસીપાસીની નિશાણછે. જે કોઇ કે રાસ્તીનું ભવુ રાખેછે તે તાબેદારીનું સર ઊંબરપર ધરેછે.

---

## હેકાયત ૨૬ મી.

એક જાલમી વિષે તેઓ વાત કરેછેકે તેને ગરીબો પાસેથી બાલવાના લાકડાં (જુલમથી) ખરીદી તવંગરોને મુફત આપતો હતો. એક અકલમંદ તેની આગલથી જાતો હતો તે બોલ્યોકે તું સાંપછે, કે જેને તું જોયછે તેને તું ડંખેછે—તેમજ તું ઘુવડછે કે જે જગ્યાપર બેશેછે તેને તું

વેરાંન કરેછે. તારો જુલમાત હમો વચે વગર શિક્ષા થવે પસાર થાશે, તોપણ સર્વે ધ્યાનના જાણનારા રબથી (શિક્ષા વગર) ખાલી જાશે નહીં

દુન્યાના લોકોપર જબરદસ્તી નો કર કારણકે નાચારોની દુવા (હાય) આસમાનપર જાઇ સકતી નથી. તે સતમગાર તેના શબ્દોથી ખિજવાઇ તે નાપર ખફા થયો અને તેની જાદા દરકાર કરી નહીં—તે હાંવેર કે એક રાતે તેના બાવરચીખાનામાંથી આતશ નીકલ્યો અને લાકડાંની વખાર (જ થા)માં પડયો જેથી તેનો તમામ શરસામાન બલી ગ્યો, અને તેનું નરમ બિછાનું ગરમ રાખ સરીખુ થયું. તેવેળા પેલા બુધ્ધિમાન મરદે તાંહાંથી પસાર થાતા સાંભલ્યું કે તે (જાલમી) પોતાના દોસ્તને કેહેતો હતો કે હું જાણતો નથી કે આ આતશ મારા ઘરમાં કાંહાંથી પડયો ? (પેલો ડહાયો) બોલ્યો કે ગરીબોના દિલની હાયમાંથી (પડયોછે.)

જખમી થયલા દિલની હાય અફસોસની સંભાલ રાખજે, કે અંદ રખાગેનો જખમ (સુજેલું) પ્રાતી જાશે—માટે જેમ બને, તેમ કોઇનાબી બદનને દુઃખી નો કરતો, શબબ કે એક હાય જાંહાંને પાયામાલ કરેછે.

આ કએખોસરૂના * તાજપર લખેલું હતું:—કેટલા વર્ષ અને જ

* "કએખોસરૂ," તુરકી શાહા અફ્રાસ્યાબના હાથપર બેગુન્હા કતલ થયલા અશો સ્યાવરશનો છોકરો થાય. એની માદરનું નામ ફરંગીઝ (અફ્રાસ્યાબની બેટી) હતી. એનો જનમ પીરાન વીસેના ઘરમા, પોતાના બાપના મરણ પછી થયો હતો. પીરાંને અફ્રાસ્યાબની ભયથી ડરીને તે બા લકને કલુ નામના પાહાડપર લેઇ જાઇ ગોવાળિયાઓને પરવસી કરવા સો પ્યો. ત્યારબાદ ગુદર્જનો બેટો ગેવ તેને તથા તેની માદરને ઇરાન શે હરમાં લાવ્યો. તેનો બપાવો કએકાવુશ જઇફ થવા આવ્યાથી તેને પોતા ની ગાદી સોંપી હતી. તે વેળા તેની ઊમર ૩૦) વરસની હતી. એના વ ખમાં ઘણીજ જબરી ને ખુનખાર લડાઇ તુરાન ને ઇરાન વચે લાંબી મુ દત સુધી દિલાવર રૂસ્તમ અને બીજા પેહલવાંનોની સરદારી હેઠલ ચાલી હતી તેમાં છેલ્લે અંતે અફ્રાસ્યાબ કએખુસરૂના હાથપર મારયો ગ્યો હતો. એ ણે ૬૦) વર્ષ રાજ્ય ભોગવી ગોફ્રેનસીન થયો હતો. એની ઉમર ૯૦) વર્ષ ની ગણવામાં આવેછે. પારસી લોકોમાં હજુ એવો એતેકાદ ચાલુછે કે કએખોસરૂ અમર્ગછે, ને તે કયામતને વખ્તે ઊઠશે.

માના તલક લોકો મારાં ભોયમાં દતાયલા મર (ચોર)પરથી ચાલી જાશે ? જેમ (રાજય) એક હાથમાંથી બીજા હાથમા આવ્યું છે, તેવીજ રીતે બી જાના હાથમાં જાશે.

---o---

## હેકાયત ૨૭ મી.

એક શખ્સ કુસ્તીના હુનર (દાવપેચ)માં એકો હતો. તે હુનરનાં તે ત્રણશે ને સાઠ નામીચા દાવપેચ જાણતો હતો, જેથી કુસ્તીમાં હરરોજ નવા (દાવપેચ) બતાવતો હતો, પણ પોતાના જીગરના છુપાનમાં (દિલમાં) પોતાના સાગેરદોમાંથી એક ખુબસુરતપર મયાલું થઇ તેને ત્રણશે ને ઓ ગણસાઠ દાવ શિખવ્યા ને એક પેચ તેને બતાવ્યો નહીં (એટલે પોતાને માટે ગુપ્ત રાખ્યો.) તે છોકરો કુવત અને ચાલાકીમાં એવોતો સરસ થ યો કે કોઇબી તેની સાથ હરીફાઇ કરવાને સકિતમાન હતું નહીં. છેલ્લે સર વાલે તેણે પાદશાહની આગલ પોતાની બડાઇ કરી કે મારાપર ઉસ્તાદની મો ટાઇ તથા બુજરગી તરબિયતથીછે, તોપણ હું તેના કરતાં કુવતમાં કમજોર નથી તથા દાવપેચમાં હું તેની બરોબર છેઉ. પાદશાહે તેની બેવકુફી ભરેલી ચાલ પસંદ કીધી નહીં, અને ફરમાવ્યું કે ચાલાકીની તજવીજ ક રે. એક મોટી જગ્યા તે માટે મુકરર કીધી, (જહાં) વઝીર ઉમરાવો (તે ચા લાકી જોવાને) હાજર થયા. છોકરો મસ્તાના હાથ્થીની મિસલ જોલાન દે તો અંદર આવ્યો, કે એક બારગી લોખંડનો પાહાડ હોય તેનેબી જરમે ખમાંથી ઉખેડી નાખે. ઉસ્તાદે જાણીયુ કે જવાન જોરમાં મારા કરતાં જાદાછે, જેથી તેને તેનાથી જે એક દાવ છુપો રાખ્યો હતો, તે દાવથી તે તેને વલગ્યો, કે જેની તોર (દફે કરવું) જવાન જાણતો નહીં હતો, ઉસ્તાદે બેઉ હાથે તેને જમીનપરથી ઉઠાવી માથાની ઉચાઇપર લેઇ જાઇ જમીનપર પતકીયો, તેવું જોઇ લોકોએ ખુશીનો પોકાર કાહાડયો. પાદશાહે ઉસ્તાદને શરોપાવ તથા ઇનામ આપવાને ફરમાવ્યું, ને છોકરાને થપકો દેઇ ધમકાવ્યો કે પોતાના પાલણ કરનારાની બરોબરી કરવાનો દાવો કીધો ને તેમાં નિ ષ્ફળ થયો. તે બોલ્યોકે અય પાદશાહ ઉસ્તાદે મારાપર ફતેહ મેલવી તે કાંઇ જોર અથવા કુવતથી નહીં, બલકે કુસ્તીના દાવમાં એક દાવ બાકી હતો, કે જે તેને મારાથી છુપો રાખ્યો હતો. જેને લીધે તે મારા કરતાં સરસ નીકલ્યો. ઉસ્તાદ બોલ્યો કે મેં એ દાવ આવા દાહાડાને માટે છુપો રાખ્યો હતો

કેમકે દાનાવોએ કેહેલુંછે કેઃ—દોસ્તને એટલી સકિત નો આપતો કે જયા રે તે દુશમન થાય ત્યારે (પોતાની મતલબમાં) ફાવી નહીં જાય. તેં નથી સાંભલ્યું કે જેને પોતાના પાલેલાથી દુઃખ ખમેલુછે તે શું બોલ્યો તે? અ ગરજો દુન્યામાં ઉપકારપણું નહીં હતે તો હરગીઝ આ વખતે કોઇબી તે નો અનુભવ કરતે નહીં. મેં કોઇને તીર મારવાનું શિખવ્યું નથી કેમકે આખરશ તે મને નિશાણું તરીકે ગણી તેપર તીર નહીં મારે.

—o—

## હેકાયત ૨૮ મી.

એક એકાંતવાસ ફકીરે જંગલના ખુનામાં પોતાનું રેહેઠાણ કર્યું હતું. પાદશાહ તેની આગલથી ચાલી ગયો, (તે જોઇ) ફકીરે પોતાનું સર ઉંચુ નહીં કર્યું, અને તેને કાંઇબી અવકાર તથા આદરમાન બતાવ્યું ન હીં, કારણ કે ફકીર સ્વતંત્રપણાથી સંતોષના મુલકમાં નચિંત હતો. (તે વું જોઇ) મોટી સત્તા ભોગવનાર પાદશાહ ગુસ્સે થયો અને બોલ્યો કે આ ખીરકી પેહેરનારો ટોળો જંગલી હેવાનની માફકછે. (ત્યાર પછી) વઝીરે ફકીરને કહ્યું કે તારી આગલથી જમીનનો પાદશાહ ચાલી ગયો તેની તું એ શામાટે ખીદમત બજાવી નહીં તેમજ આદબની રીત ભાત કાંય બજા લા વ્યો નહીં? તે બોલ્યો કે ખિદમત બજાવવાની ઉમેદ તે.શખ્સથી રાખ કે જે તારૂં નેયામત મેલવવાની ઉમેદ રાખતો હોય. અને બીજુ એ જણા વજે કે પાદશાહ રૈયતની પાસબાની કરવાને માટેછે, નહીં કે રૈયત પાદશાહની તા બેદારી કરે.

પાદશાહ દુરવેશ લોકોનો ચોકીદારછે, ને દોલત, કદ્રુ મરતબો અને લક્ષ્મી તેનીછે. મેંઢાનુ ટોલુ ગોવાળિયાને માટે નથી, મગર ગોવાળિયો તેઓની ચાકરી કરનારછે. આજે તું એકને આબાદીમાં અને બીજાને જખમી જીગરથી કામ કરતો જોશે, માટે થોડા દાહાડા થોભ કે ખાક પતરાજીખો રના મગજને ખાઇ જાશે. અને જયારે લખ્યા લેખ ખતમ થાશે ત્યા રે પાદશાહ અને ગરીબનો તફાવત બંધ થાશે. અગર ખાક એકને સરજીવ ન કરતે તો તે ગરીબ ને તવંગર વચે ફરક રાખતે નહીં. પાદશાહને દુરવેશ નું બોલવુ ઘણું પસંદ પડયું, જેથી બોલ્યોકે મારાથી તું કાંઇ ચીજ માંગી લેય. તે બોલ્યો કે હું એ માગુછું કે તું મને બીજી વખ્ત મેહનત નહીં આપે. પાદશાહ બોલ્યો કે તું મને કાંઇ સારી શિખામણ આપ. તે બો લ્યોકે તારા હાથમાં જે દોલતછે તે જાણેકે એક હાથમાંથી બીજા હાથમાં જાશે.

## હેકાયત ૨૯ મી.

એક વઝીર ઈજીપ્ટના * ઝોલનુન † પાસે ગયો અને તેની દુવા ચા હી બોલ્યો કે:—રાતો દિન હું પાદશાહાની ખિદમતમાં મસગુલ રેહી તે નાથી કાંઇ ભલાની ઉમેદ રાખુચ, તેમજ તેના ક્રોધથી ડરૂં છેઉ. ઝોલ નુન રડ્યો અને બોલ્યો કે જેમ તું પાદશાહથી ડરેચો તેમ જો હું પરવ રદેગારથી ડરતે તો હું સંચા નેકોમાનો એક ગણાયો હતે.

અગરજો સુખ ને દુઃખની ઉમેદ નહીં હતે તો ગુફ્લેશનો પગ આ કાશપર રેહેતે ‡ વઝીર જેટલો પાદશાહથી બિહે તેટલો જો શાહેબથી બિહી તો રેહેતો તે ફરેસ્તો થાય.

———o———

## હેકાયત ૩૦ મી.

એક પાદશાહે એક બેગુન્હાને મારી નાખવાનો હુકમ કરયો. તે બોલ્યો કે અય પાદશાહ તું મારાપર ગુસ્સે થઇ પોતાની ખરાબી ના શોધ. પાદશાહ બોલ્યો કે તે કેવી રીતે? તેને જવાબ આપ્યો કે આ શજા મારી સાથ એક પલવારમાં ખતમ થાશે, પણ (મારો) ગુન્હા તારાપર યા તારી સાથે જાવેદાન સુધી રેહેશે.

---

* "ઇજીપ્ટ," Egypt is situated in Africa. It is fertiled not by rain but by the annual inundation of the Nile. Cairo, is the principal Town, E. bank of the Nile. Tne Pacha is nominally subject to the Sultan of Turkey, to whom he pays tribute. But for the European interference, however, the late Pacha, Mehomet Ali, would have seated himself on the imperial throne at Constantinople.

† "ઝોલનુન," ઇજીપ્ટ શેહરના રેહેનારા એક અમીરનું નામછે. તેમજ એક શેહરનું પણ છે.

‡ એટલેજે જો ગરીબ માણસને તવંગર પાસેથી દોલત—ઇજત—ઇ ત્યાદી નહીં મલવાની ઉમેદ યા ખાહેશ હોયતો તે પોતે બેફીકર યાને સુખી રેહેતે.

જેમ જંગલમાંથી પવન પસાર થાયછે, તે પ્રમાણે જીંદગીનો વખ જાતો રેહેછે તે વેળા કડવાસ ને મીઠાસ, કરૂપ ને ખુબસુરતી જાતી રેહેછે. જુલમગાર વિચારેછે કે જુલમ મારા ઉપર રહયો, પણ તેતો તેની ગરદનપર રેહેછે, અને મારાથી દુર થાયછે.

પાદશાહને તેની શિખામણ ફાયદા ભરેલી લાગી જેથી તેનું ખુન કરવું માડી વાલ્યું, ને માફી આપી.

—o—

## હેકાયત ૩૧ મી.

નૌશીરવાનના વઝીરો રાજયના અગતના કામને માટે મસલત કરતહતા, અને દરએક પોતાની સમજ પ્રમાણે પોતાનો અભિપરાય આપ્યો, તેવીજ રીતે પાદશાહેભી પોતાનો વિચાર આપ્યો. બુજરચેમેહરે * પાદશાહનો વિચાર પસંદ કરયો. બીજા વઝીરોએ તેને ખાનગી પુછયું કે સઘલા હકીમોના વિચાર કરતાં પાદશાહનો અભિપરાય તુંએ શું સરસ જોયો? તે બોલ્યો કે તેનું કારણ એકે (આ) કામનું સેવટ માલમ નથી. અને દરએકનો વિચાર પ્રમેશ્વરની મરજીના આધારે હોયછે કે તે ફલદરૂપ થાય યા તે નિષ્ફલ જાય. (જયારે તેમછે) ત્યારેતો પાદશાહનો વિચાર કબુલ રાખવો ભલોછે, કારણકે જો તે નિષ્ફલ જાશે તો મને મારી તાબેદારી તેના થપકામાંથી બચાવશે.

પાદશાહના વિચારથી ઉલતો વિચાર કરવો તે ગોયા પોતાના લોહીથી હાથ ધોવા સરખુછે. અગરજો તે એમ કહેકે આ દાહાડો રાતછે તો કેહેવું જોઇયે કે જુઓ ચંદ્ર ને **પરવીન**છે †

---

* "બુજરચેમેહર," એ વઝીર બીજા દરએક વઝીરો કરતાં ઘણોજ બાહોશ ને ચંચલ હતો. તેણે ઘણીએક નશીયત લખીછે, જે વાંચવા જોગછે.

† "પરવીન," Gleiades, કચપચીઆ, સાત તારાનો જુમખો.

એને મલતું લખાણ સેકસપિયરે Taming of the shrewના નાટકમાં કરેલુંછે જેમકે:—

Pet—Come on, O' God's name, once more toward our father's.

Good Lord, how bright and goodly shines the moon.

Kath.—The moon? the sun, it is not moonlight now.

Pet.—I say it is the moon that shines so bright

Kath.—I know it is the sun that shines so bright.

Pet.—I say it is the moon.

Kath.—I know it is. Act VI. Sc. V.

## હેકાયત ૩૨ મી.

બાલ વાલી એક ધુતારો એવું અભિમાન કરતો હતો કે હું અલીની ઓલાદનો છેઉ. હાજીઓ સાથ શેહેરમાં આવી કેહેવા લાગો કે હું મક્કે હજ કરી આવ્યો છેઉ, અને મરશીયા * પાદશાહ પાસ લેઇ જાઇ બોલ્યોકે મેં એ બનાવ્યાછે. તે સાલ પાદશાહના દરબારીઓમાંનો એક મુશાફરી કરી પાછો ફરેયો હતો તે બોલ્યો કે મેં એને બસરામાં † ઇદેઅજામા ‡ જોયો હતો ત્યારે એ હાજી શાનો હોય? બીજો બોલ્યો કે તેનો બાપ મલાતિહમા § ખ્રિસ્તી હતો ત્યારે કેવી રીતે બુજરગ બુન્યાદનો હોય? અને એની કવિતા દિવાને અનવારીમાથી ‖ શોધી કાહાડી. પાદશાહે ફરમાવ્યું કે એને મારી હાંકી કાહાડો કે આટલું જુઠું શાને માટે બોલ્યો. તે બોલ્યો કે અય જમીનના શાહેબ હું એક બીજો સખુન કહું, તે જો ખરો નહીં પડે તો તું જે શિક્ષા ફરમાવે તે ખમવાને હું કબુલ છેઉ. પાદશાહે પુછ્યું કે તે શું છે? તે બોલ્યો કે અંજનો (શખસ) છાસ લાવેછે તો તેમાં બે ભાગ પાણી ને એક ચમચો ખાટું દુધ હોયછે તો (હું) તારો ગુલામ કાંઇ ખોટું બોલ્યો હોય તો તે વિષે તું ગુસ્સે નો થા, કારણ કે મુશાફરો ઘણું ખોટું કહેછે.

પાદશાહ હસી બોલ્યો કે એ એની ઉમરમાં કદી સાચું બોલ્યો નથી, જેથી ફરમાવ્યું કે જે એને માંગ્યુછે તે આપવું યાને દરરોજનો લવાજમ.

---

* "મરશીયા," સોક—રૂદનના ગીત. An elegy, a funeral eulogium sung by Mahommedans during the Muharram in commemoration of the slaughtered Husen and Husyn.

† "બસરા," A name of a city elicited in Bagdad.

‡ "ઇદેઅજા," મુસલમાનોની બકરી ઇદ.

§ "મલાતિહ," Mitilene.

‖ "દિવાને અંનવારી," એક નામીચા શાહેરનું નામછે જેને મરશીયા તથા બીજી ધર્મને લગતી કવિતાઓ ઘણી જોડેલીછે.

## હેકાયત ૩૩ મી.

તેઓ વાત કહેછે કે વઝીરોમાંથી એક પોતાના હાથ નીચેનાઓ પા ને ગરીબોપર મેહરબાની બતાવી હતી અને દરએક જણને ખુશી કરવાની તજવીજ કરતો હતો. બનાવ એવો બન્યો કે તે પાદશાહના ગુસ્સાનો ભો ગ થઇ પડ્યો. તે વેળા દરએક શખ્સે તેના છુટકારાને માટે યતન કરી, તે ના કેદખાનાને વખતે ચોકીદારોએ તેને ઘણી મેહરબાની બતાવી અને બીજા બુજરગોએ તેની નેકી—ખુબી પાદશાહને કહી, જેથી પાદશાહે તેનો તકસીરની માફી બખશી. એક અકલમંદ માણસ તે બીના જાણી બો લ્યોકે:—તારા દોસ્તદારનું દિલ મેલવવા તારો બાપીકો બાગ વેચી નાખવો ભલોછે. દોસ્તની દેગને ગરમ કરવા તારા ઘરનો તમામ શરસામાન બાલી નાખવો બેહતરછે. બદો સાથ પણ બનતા લગીન નેકી કર કારણ કે કુત રાનું મોહ એક (ખોરાકના) લુકમાંથી બંધ કરવું લાયકછે.

———o———

## હેકાયત ૩૪ મી.

**હારૂ અલ રસદના** * છોકરાઓમાંથી એક બાપ પાસ ગુસ્સામાં ગયો (ને બોલ્યો કે) ફલાના અમલદારના છોકરાએ મને મા સમાની ગાળ દીધી.

હારૂને પોતાના વઝીર ઊમરાવને પુછ્યું કે આવા ગુન્હેગાર માટે શું બદલો (યાને શિક્ષા)છે ? એક (તેને) મારી નાખવા જણાવ્યુ, બીજા એ તેની જબા કાપવા કહ્યું અને લીજાએ દંડ કરી દેશનિકાળ કરવા જાહેર કર્યુ. હારૂન બોલ્યોકે અય બેટા મેહરબાની ભર્યું આ છે કે તું એને માફ કર, અગર તેમ નહીં કરી શકેતો તું તેને પાછી મા સમાની ગાળ દેય—નહીં કે આટલો ગુસ્સો હદથી જાદા કરવો કે જેથી આપણી તર ફ જુલમાતનો ડપકો રેહે નહીં.

જે માણસ ઝનુની સિંહ સાથ જંગ ચાહેછે તે દાનાવોના વિચાર માં બાહાદુર ગણાતો નથી પણ માણસ ખરો તો તેજ છેકે ગુસ્સામાંથી ખ રાબ સુખુન બોલતો નથી.

એક ખરાબ સ્વભાવનાએ બીજાને ગાળ દીધી તે તે સાંકી ગયો અ ને બોલ્યો કે અય ભલા ભાઇ જે કાંઇ તું બોલવાને ઇચ્છેછે તે કરતાં તો હું વધારે ખરાબ છેઉ, કારણકે તારા કરતાં હું વધારે મારી એબોને જાણુંછું.

* "હારૂ અલ રસદ," એક પાદશાહનું નામછે.

## હેકાયત ૩૫ મી.

હું એક બોટમાં કેટલાએક બુજરગોની સાથ બેઠેલો હતો તેની નજદિકમાં એક વાહાન (મછવો) ડુબી ગયો અને એક બે ભાઇઓ (પાણીના) વમલમાં પડયા.

એક મોટા માણસે ખલાસીને કહ્યું કે જો તું બંને ભાઇઓને બચાવેતો તુંને શો દિનાર આપુ. ખલાસી આવ્યો (યાને પાણીમાં ડુબકી મારી) એકને બચાવ્યો અને બીજો મારયો ગયો (યાને બીજાને બચાવ્યો નહીં,) હું બોલ્યો કે બીજાની જીવવાની હયાતી બાકી હતી નહીં જેને લીધે તેને બચાવવામાં ઢીલ થઇ. ખલાસી હસી બોલ્યો કે તું જે કહેછે તે વાજબીછે, તોપણ પેલા કરતાં એને બચાવવામા મને એક કારણ છે, તે એ કે જે વેળા હું જંગલમાં થાકી ગયો હતો તે પ્રસંગે એને મને ઉંટપર બેશાડ્યો હતો અને બીજાને હાથે મેં મારી બચગીમાં ચાપકાનો માર ખાધો હતો (તે સાંભલી) હું બોલ્યોકેઃ—

(Arabick—"ખરેખર મોટા શાહેબ ખરોજછે માટે જેકોઇ ભલો છે તે ભલાઇ જુએછે, ને જેકોઇ બુરોછે તે બુરાઇ જુએછે.")

જેમ બને તેમ કોઇના મગજને દુઃખ નહીં પોંહાચે તેમ કરજે શબબ કે જીંદગીના ભવમા ઘણીએક અડચણછે. દુરવેશના દિલની હાજત પુરી પાડજે, કારણકે તું પણ ઘણીએક ચીજની ગર્જમાંછે.

———o———

## હેકાયત ૩૬ મી.

એક બે ભાઇઓ હતા, જેમાનો એક પાદશાહની ખિદમત કરતો હતો, ને બીજો પોતાની બાજુની મેહનતથી પોતાનું ગુજરાંન કરતો હતો, એક દાહાડે તે શ્રીમંત ભાઇએ પોતાના ગરીબ ભાઇને કહ્યું કે તું શાને માટે પાદશાહની નોકરી કરતો નથી કે જેથી તું મેહનતની આબદામાંથી મોકલો થાય? તે બોલ્યોકે તું કાંય મેહનત નથી કરતો કે ચાકરીની ગુલામગીરીમાંથી છુટે? કારણ કે ડાહાવોએ કહેલુછે કે જરરીન કમરબંદ બાંધી ચાકરીમા ઉભા રેહવા કરતાં ખુદ પોતાની મેહનતથી ગુજરાન કરી આસાએશમાં બેશવું લાયકછે.

તું અમીરની હજુરમાં તારી છાતીપર હાથ મેલી ઉભો રેહ તે કરતાં કળી ચુનાનો ગાર બનાવવામાં તારો હાથ કામે લગાડેલો ભલોછે.

આવી સંભાળમાં કિમ્મતી ઉમર તમામ કરૂં તો ઉનાળામા શું ખાઉં, ને શીયાળામાં શું પેહેરૂં. ઓ કમજાત પેટ એક રોટલીથી સંતોષ ધર કે તુંને તારી પીઠ ચાકરીમાં વાળવી નહીં પડે.

—o—

## હેકાયત ૩૭ મી.

એક જણ નોશીરવાન અદલ પાસ આવ્યો ને કહ્યું કે મોટા ને ખુબીવંત શાહેબે (તારા) ફલાના દુશમનને મારી નાખ્યોછે. તેને કહ્યું કે તેં કાંઇ એમબી સાંભલ્યુંછે કે ખોદાએ મને મોહતમાંથી મોકલો કીધો (યાને શું મને મારી નાખનાર નથી.)

મારા દુશમનના મરણથી મને ખુશી થવાને કાંઇ કારણ નથી કેમકે મારી પોતાની જીંદગી કાંઇ અમેંગ નથી.

—o—

## હેકાયત ૩૮ મી.

**કીસરાની** દરબારમાં કેટલાએક અક્કલમંદો મસલત કરતા હતા તે વેળા બુજર જેમેહર ખામોશ હતો (જે પરથી) તેને પુછયું કે શું કામ તું હમારી સાથ કાંઈ સખુન બોલતો નથી. તે બોલ્યો કે પ્રધાંનો તબિબની મિશાલછે કે જેઓ બિમાર થયલાને દવા આપેછે તેટલા માટે હું તમારા વિચારને લાયક જોયુછું ત્યારે મને તેની વચે કાંઈ બોલવું બેજાછે. મારા વચે પડયા વગર કોઇબી બાબદ સારી રીતે પાર ઉતરતી હોયતો તેની અંદર મારે બોલવું અંનઘટતુછે પણ જો હું જોઊં કે આંધલો માણસ કુવાના રસ્તાપરછે તેને જો હું (રાહા) બતાવવામાં ચુપકીદી રેહેયુંતો તેમાં ગુન્હાછે.

—o—

## હેકાયત ૩૯ મી.

હારૂન અલ રસીદ ઇજીપ્ટનો મુલક જીત્યા પછી બોલ્યો કે આ બલવાથી ઉલટું છે, ઇજીપ્ટનો મુલક ચલાવવામાં ખોદાઇ દાવો કર્યો કે હું મારા હલકા બંદા સિવાય બીજા કોઇને આ રાજય આપનાર નથી. તેની પાસે એક ખોસીબ નામનો બેવકુફ હબસી હતો તેને ઇજીપ્ટનું રાજય એનાયત કરયું. (તેઓ) કેહેછે કે તેનું ડહાપણ અને ગ્નાન એટલું

તો હતું કે એવાર કેટલાએક બેદુતોએ તેની આગલ ફર્યાદ ગુજારીકે ક વખ્તે વરસાદ પડવાને લીધે તેઓએ નાએલ નદીના કીનારાપર જે રૂ વા વ્યો હતો તે નાશ પાંમી ગ્યોછે, તેને જવાબ આપ્યો કે તમો ઉન વાવો. એ ક કાએલ શખ્સ આ સાંભલી બોલ્યો કેઃ—

અગરજો રોજી અક્કલથી મલતી હતે તો કોઇબી નાવકિફ માણસ પેરે આબદામાં રેહેતે નહીં, પણ ખોદા એક મુર્ખપર એટલીતો દોલત બ ખશેછે કે તે જોઈ સેંકડો ભણેલા તાજુબ થાયછે.

દોલત અને સત્તા સંચલાઈપર આધાર રાખતા નથી અને તે પર વરદેગારની યારી વગર મલતા નથી. દુન્યામાં વારંવાર એમ બનેછે કે એક અનાડી માન પામેછે અને એક અક્કલમંદ ધિક્કારાયછે.

કિમિયાગર (દોલત મેલવા ખાતર) દુઃખ ને દરદમાં મરણ પાંમેછે, અને એક મુર્ખ નાશમાંથી દોલત હાંસલ કરેછે,

———o———

## હેકાયત ૪૦ મી.

એક ચોકશ રાજાની પાસે તેઓ એક ચીનાઇ ગોરી ગોલામડી લાવ્યા હતા. (પાદશાહે) કેફની બાહારમાં તેણીની સાથ સગાઇ કરવાની ખાહેશ કરી (પણ) તેણીએ તેમ કરવાને ના પાડયું, (જેપરથી) તેણીને પોતાના હબસી ગુલામોમાંથી એકને આપી કે તે ગુલામનો ઉપલો હોઠ તેનાં નાખનાં ફી ફરાંવેર લાગેલો હતો અને નીચલો ગરદનપેર જુલાતો હતો. તે એવો તો હતો કે તેનો દેખાવ જોઇ સખરે નામનો દેવ પણ ડરી જાય. અને તેની બગલમાંથી ગંધાતા પરસેવાના ટીપાંના રેલા ચાલતા હતા.

"You would say that to the end of the world he will be considered as the extremity of ugliness, the same as Joseph is looked upon as the standard of beauty."

તેનો દેખાવ એવોતો ગલીચ હતો કે તેનું બ્યાન કરવું મેજાછે, અને ખોદા પનાહ કરે, તેની બગલ એવીતો વાસ મારતી હતી કે જાણે આગરટ મહીનામાં તડકે પડેલી લાશ વાસ મારે તેમ.

ગુલામ તેના પ્યારના જુસ્સામાં આવી જાઇ તેણીની (જબરીથી) દા મન લુટી. પાદશાહે સહવારે તેણીની તલાસ કરી જેથી તે મલી નહીં

અને તેઓએ તેણીની ખીના જાહેર કરી જેથી પાદશાહ ચોરડાઇ, ફરમાવ્યું કે ગુલામને તથા તે કન્યાના હાથ પગ બાંધી મોહલની દેવડીપરથી ચરમાં નાખી દેય. વઝીરોમાંથી ભલી ખાસીયતના વઝીરે પોતાનું સર નમાવી તેનાપર દયા ચાહીને બોલ્યોઃ—હબસી આ બાબદમાં કશો ગુન્હેગાર નથી કારણકે આ દરબારના સર્વે ગુલામો નોકરોને પાદશાહી બક્ષીશ ને ઇનામ મેલવવાનો રેવાજછે. (પાદશાહ) બોલ્યોકે અગર તે એક રાત શુધી પોતાનો જુસ્સો થોભાવી રાખતે તો શું થાતે? (વઝીર) બોલ્યોકે અય શાહેબ તુંએ સાંભલ્યું નથી? કેઃ—

જે કોઇ પાણીને માટે તરસીઓ થઇ પાણીના ઝરા આગલ આવેછે તે વેળા મસ્તાના હાથીથી તે ડરે એવું તું ના વિચારતો.

એક અધર્મી ભુખ્યો પકવાન ભરેલા ઘરમો એખલો હોય તો તે **રમજાન** મહીનાના રોજાની દરકાર રાખે એવું અક્કલ કબુલ કરતી નથી.

પાદશાહને આ તેનું બોલવું ખુશ લાગ્યું–ને બોલ્યો કે હબસીને હું તુંને બખશુછું, (અને) લોંડીને શું કરૂં? (વઝીર) બોલ્યો કે લોંડીને હબસીને હવાલે કર કે તે તેનું અરધું ખાવેલું તેનેજ જોઇયે.

જે કોઇ નાપસંદ જગ્યાપર (વારવાર) જાય તેની સાથ દોસ્તી પસંદ નો કરતો.

"A man, although thirsty, cannot relish sweet water half drunken by one who hath stinking breath."

એક આરંજ જો છાનમાં પડેતો પછી તે કેમ પાદશાહના હાથમાં આપી શકાય. કોહોવાતના હોઠને લાગેલા કુજામાનું પાણી પીવાને તરસીઆં માંણસનું જીગર કેમ ચાલી શકે?

---o---

## હેકાયત ૪૧ મી.

તેઓએ સેકંડરને * પુછ્યું કે તુંએ પુર્વથી તે પશ્ચીમ સુધીના મુ

---

* "સેકંડર," Alexander the Great. ફારસીમાં સેકંડરને ઇસકંડર કરી કહેછે. એને કયાંની તવારીખના ૯ માં પાદશાહ દારાંપર જીત મેલવી ઇરાંનનો મુલક પોતાને હાથ કર્યો હતો. કેટલાક લોક કેહેછે કે "સેકંડર ફીલકુસ (ફીલીપ) નો દીકરો થાય, પણ બીજા કેટલાક લોકો દારાબને એનો બાપ તથા ફીલકુસની દીકરીને એની મારી કરી સમજેછે." એ બીજા મુલકો જીતવા છેક હિંદુસ્તાનમાં સિંદુ નદી સુધી આવ્યો હતો, ત્યાંથી પાછો ફરતી વેલા બખીલોનમાં ૩૩) વર્ષની ઉમરે મરણ પાંમ્યો હતો. એને બધુ મલીને બાર વર્ષ રાજ્ય ભોગવ્યું હતું.

લકો કેમ જીત્યા કે આગલના પાદશાહો ખજાનો, મુલક, સત્તા, અને લશકર હાલના કરતાં જીઆદા રાખતા હતા તે છતાંબી એટલી ફતેહ મે લવી શકયા નહીં ? કહ્યું કે ખોદાતાલાની મદદથી દરએક મુલકને જીત્યા પણ તેની રૈયતને દુઃખ દીધું નહીં અને પાદશાહોના નામને નેકી ભરેલી રીતે વાપરયા હતા.

દાનાવ પોતે પોતાને બુજરગ ગણતો નથી કે જેથી તે કોઇ બુજરગોના નામને ખરાબ રીતે વાપરતો નથી.

જયારે મરી જાયછે ત્યારે આ નીચલી બાબદો જાતી રેહેછે-ખજાને તખ્ત, હુકમ ને દબાન, લડાઇ ને ફતેહ. જે સારી આબરૂમાં મરી ગયો હોય તેના નામને ખરાબ નો કરતો કે, જેથી તારૂં પોતાનું નામ અમર રેહી જાશે.

